"પણ તું તારી જીદ કોઈવાર છોડતી નથી, માટે લાવ, હું એનો નિકાલ કહાડું છું કે હું મારી મેળે પાણી પી આવીશ; તું તારે એમી રહે. ગમા, તું નીચે બેસ. પણ બોલાવું તો તરત જવાબ આપજે. જા."–એમ કહી મહામતિ પોતાને હાથે પાણી પીવા ચાલી. ગુલાબવહુ પણ તેની સાથે ઓરડામાં ગઈ. મહામતિએ જોયું કે ગુલાબ આવ્યા વગર નહિ રહે તેથી તેને આવવા દીધી ને અલંગા તરફ ફરી બોલી—

"અલંગા! તમારે પાણી પીવું હોય તો આવો, નહિ તો વળી આ ગુલાબ તમારે સારૂ લોટો ભરી પાણી આપવા આવશે."

"પણ મારે તો પીવુંજ નથી તેનું કેમ!" અલંગાએ કહ્યું.

"તે તો તમે જાણો, પણ તમે નહિ આવો તો આ બહેની તમારી બરદાસ કરવા જશે માટે આવોની, થોડું પાણી પી લ્યો એટલે પત્યું."

ત્રણે જણાં ઓરડામાં થઈને રસોડામાં ગયાં. ત્યાં બધાં વાસણકુસણો ઉડીને આંખે વળગે એવી રીતે સાફસુફ ગોઠવી રાખ્યાં હતાં, તે જોઇ મહામતિ ગુલાબના વખાણ કરવા લાગી કે મારે પોતાને ઘેર પણ આટલી સુઘડતા નથી.

"હું તો બહુએ ફુવડ રહી હોત; પણ સુઘડતા અને સ્વચ્છતાના તારા આપેલા પાઠ હું વિસરી ગઈ નથી; તોપણ બહેની, તારા જેટલું ને વળી એકલે હાથે તો મારાથી નહિ બને. હું તો મારો બેસવાનો ઓરડો અને દિવાનખાનું સાફસુફ રાખું, બીજું તો માણસો કરે તેજ. વખત બેવખત તેઓને ટોકતાં રહીએ એટલે બધું ઠીકઠીક રહે, પણ તું તો હદ વાળેછે."

પીળા ચકચકતા લોટામાં ગુલાબવહુએ પોતાને હાથે મહામતિને ગોળીમાંથી પાણી આપ્યું તે તેણે પીધું. બીજી લોટી અલંગાને આપી, એટલામાં નીચેથી કાળી આવી. એનો ચહેરો કોણ જાણે શાએ કારણથી, ઉદાસ અને બહુ વિચારશીલ બની ગયો હતો. ત્રણે જણીઓ ખુશ મિજાજમાં હતી ને કાળી તો જ્યારે પણ આવતી ત્યારે હસતું મોં રાખીને આવતી: પણ આજે

એનો રંગ જુદોજ હતો, તેથી પુતળાની માફક એણે બધુ જોયાં કીધું. ત્રણ જણી જે વાત કરતી તે પણ એ પુરી સાંભળતી ન હોય એમ જણાતું હતું. એના મનમાં તો કંઈ બીજાજ વિચારોના તરંગો ઊઠતા હતા.

પાણી પીને બહાર આવી કે મહામતિને બીડી ખાવાની તલપ થઈ. ગુલાબવહુએ પાનની રકાબી આગળ ધરી, પણ એને પોતાના પાનપડામાંથી બીડી કરવાનું પસંદ પડતું, તેથી તે લેવાને સારૂ ખાનગી પેટીની કુંચી કહાડીને પેટી શોધવા લાગી. તે નહિ જડી ત્યારે એને યાદ આવ્યું કે રામો ઘાટી પેટી લઈ આવ્યો નથી એટલે એનો મિજાજ હાથથી ગયો. મ્હોટો ઘાંટો કહાડી બારી આગળથી રામાને હાંક મારી. મહામતિનો તીવ્ર ઘાંટો સાંભળી રામો બીતો બીતો ઉપર આવ્યો. એને ક્રોધયુક્ત જોઈને અદબસર સામો ઉભો રહ્યો. મહામતિ મરાઠી ઠીક બોલી જાણતી. ચાકરોપર જ્યારે એને ક્રોધ આવતો ત્યારે એ મરાઠીમાંજ બોલતી, તેથી આંખો ફેરવી રામાને ધમકાવવા લાગી.

"કાયરે રામા! તુલા મી કીતી વેળાં સાંગીતલેં કિ મી જેથે ગેલી આણી બસવી, તેથે માઝી પેટી આણુલી પાહીજે, આણી માઝી સમોર ધરાવી. પણ તું મેલા, દર વખત તશી ને તશીચ ભુલ કરતોસ. ઇકિડે પહા, હે વખત તો તુલા મી માફ કરતેં. જર દુસરી વેળાં તસા કેલા તર તુલા મી જરૂર દંડ કરણાર, આઇકિલાસ કાય! જા—ગાડીતુન લૌકર માઝી પેટી આણ, આણખી કામકાજ મધી હોંશીઆરી ઠેવ, સમજલા?"

સામું બોલવા જતાં મહામતિ વધારે ચીડાઈ જતી એમ રામો સારી રીતે જાણતો હોવાથી નીચી મુંડી કરી એણે બધું સાંભળ્યું, પણ કંઈ બોલ્યો નહિ. ધ્રુજતો ધ્રુજતો એ પેટી લઇ આવ્યો.

રામો ઘાટી પેટી લઈને આવ્યો ત્યાં સુધી મહાતમિએ પોતાની આકૃતિ જાણી જોઈને કોપાયમાન રાખી. તેના ગયા પછી, જાણે કશું ન બન્યુ હોય એમ એ હસીને બોલવા લાગી. પાનપડો કહાડી પાનની બીડી ક્ર વતાં ગુલાબવહુને એણે કહ્યું—

"હાશ! આજે તને બહુ દિવસે મળી તેથી મારો આત્મા ઠર પડ્યો. પણ આટલા દિવસ તું મને નહિ મળવા આવી એ કંઈ સારૂં ગણાય? નહિ બને એવું હતું ને મને લગાર જણાવ્યું હોત તો હું આવત ને આખરે તો મારેજ આવવું પડયું."

ગુલાબવહુ મહામતિની પાસે ટેબલ આગળ બેઠી હતી ને અલંગા તથા કાળી ગાદીપર બેઠાં બેઠાં બધું સાંભળતાં હતાં.

'મારે બોલ'-મહામતિએ પૂછ્યું-"તું નહિ આવી તેનું કારણ શું?"

"કારણ બારણ તો કંઈ નથી"-ગુલાબવહુ બોલી-'નહિ બન્યું ને નહિ આવી, બાકી આવવાનું તો મેં ઘણીવાર ધાર્યું હતું."

"ત્યારે નહિ આવવાનું શું કારણ?"

"તમે જાણો છો-હમણાંજ એમની પરિક્ષા પુરી થઈ છે એટલે એ ઘણો ખરો વખત ઘરમાં રહે છે તેથી નહિ બન્યું."

"હં-એમ કે"—મહામતિ હસીને બોલી—"હવે હું સમજી. તું તારા ધણીની સેવા ચાકરીમાં રોકાઈ હતી તેમાં મને પણ વિસારી મૂકી પણ તું તારા ધણીને દેવ ગણીને પૂજે તે તો તનેજ પાલવે, કેમકે બન્ને ભણેલાં ગણેલાં અને રસિક છો, પણ અમારાથી એમ કેમ બને? હું કે અલંગા કે કાળી એમ પૂજવા જઈએ તો હાંસીપાત્ર દેખાઈએ. પેલી ઇસપ ફેબલની વાત તને યાદ આવે છે, કે કુતરાનું જોઇને એક ગધેડો પોતાના ધણી આગળ લાડ કરવા ગયો તો તેના કેવા હાલ થયા હતા?-અમે એમ સમજીએ છીએ તેથી તારી માફક વરતી શકતાં નથી."

ગુલાબવહુ કંઇ બોલી નહિ. મહામતિએ તે વાત પડતી મૂકી ને બીજી કથા ચલાવી.

"આજે તારી જોડે બહુ બહુ વાતનો ખુલાસો કરવાને હું આવીછું. બોલ, આપણે ભણેલાં ગણેલાં ઇશ્વિર કૃપાથી થયાં છીએ, સદસદ્ વિચારનો વિવેક કરવાનું સામર્થ્ય આપણામાં આવ્યુંછે. તો હવે કંઇ તેનું સાર્થક કરવું કે આમ તેમ ભટકી ભટકીને આયુષ્ય પુરૂં કરવું!"

"અલબત આયુષ્ય વૃથા ગુમાવવું નહિ. સાર્થક તો કરવુંજ."

"ત્યારે બોલ, આપણે કાંઇ એવો ઉદ્યમ લઈ બેસશું ? મારા મનમાં તો ઘણા દિવસોનો વિચાર છે, કે આપણી કોમમાં સ્ત્રીસુધારણાની ઘણે ઘણે પ્રકારે આવશ્યકતા છે. તારાથી પણ એની ના પડાય એમ નથી. ત્યારે આપણે એકાદી મારા નામની સમાજ ઉભી કરીએ, અને સાધારણ ઉપયોગી વ્યાખ્યાનો આપીએ, ને વાદવિવાદ કરીએ તો તેથી આપણને ને આપણા દેશને લાભ ખરો કેની ? ત્યારેજ આપણા ભણ્યાનું સાર્થક થાય કેની?"

"તું મને બોલવાનો વારો ક્યાં આપે છે કે હું બોલું. હું કહુંછું કે સર્વેએ પોતાના જીવનનું સાર્થક કરવાનું છે. પણ તેથી કરીને એમ કંઇ ઠરેછે કે સ્ત્રીસુધારણા ઉપર વ્યાખ્યાનો આપવાથીજ સાર્થક થશે."

"ત્યારે તુંજ મને કહેની, કે આપણાં સર્વેનું પુરૂષાર્થ શું ? આ વિષય તારી આંગળ મેં અનેકવાર ચરચાવ્યો છે, તથાપિ આજે વળી એક મુદ્દો થઈ આવવાથી પુછુંછું."

હું તો મારો જે વિચાર છે તેને નહિ વળગી રહેવાનું કશું કારણ જોતી નથી. તારી અને મારી વૃત્તિ આ બાબતમાં ભિન્ન ભિન્ન છે. તારા વિચારમાં એમ છે કે આપણે પુરૂષાર્થને શોધવાનો છે. પરંતુ મારા વિચાર પ્રમાણે આપણો પુરૂષાર્થ આપણનેજ શોધતો આવેછે. અર્થાત્ અનાયાસે આપણે જે જે સંજોગોની વચમાં આવી પડયાં હોઈએ, આપણી જે સ્થિતિ અને દશા હોય, તેને ધર્મપરાયણ રીતે અવલંબીને વર્તન કરવું એજ પુરૂષાર્થ."

"કાંઇ પ્રયત્ન બ્રયત્ન પણ કરવો નહિ કેમ ?"

"જે જે ધર્મો આપણે શિર આવી પડે તે પ્રયત્નપૂર્વક બજાવવા."

"આ બધું બોલવાનો તારો શું ભાવાર્થ છે ?"

'એટલોજ કે તારી માફક હું પણ જોઉંછું કે સુધારણાની આવશ્યકતા છે ખરી, ને તે એકાદી સમાજથી પુરી પણ પડે; તોપણ સમાજને નામે મિથ્યા અભિમાન વધવાનાં સબળ કારણો છે માટે એ વાત પડતી મૂકવી."

"આમાં અભિમાન વધવાની વાત કયાં છે? આ તો દેશના કલ્યાણની વાત છે."

"તું અંતરવિચાર કરીને બરાબર જો, ને પછી મને કહે કે સમાજ સ્થાપવામાં દેશકલ્યાણ તને દોરે છે કે તારૂં ભણ્યાં ગણ્યાનું અભિમાન તને દોરેછે?"

"વારૂ, તો એ સુધારણા કેમ થશે."

"તે તો ઇશ્વિરની ઇચ્છાને આધીન વાત છે. પણ જ્યારે યોગ્ય સમય આવશે, ત્યારે તારા જેવીને મારા જેવીની તે બાબત સલાહ લેવાની જરૂર રહેશે નહિ. તું વારે ઘડીએ દાખલો આપે છે કે દુધ હશે ત્યાં સાકર એની મેળે આવી મળશે, તેમ બનશે."

"તારા કહેવાનું તાત્પર્ય હું એટલુ સમજ્યું કે તારા દિલમાં ઇશ્વિર સુધારણાની પ્રેરણા કરતો નથી. તેમ તને એવો જોમ આવતો નથી કે હું એકાદ કાર્ય ઉપાડું. મારા દિલમાં જે આવેશનો ભાસ થાય છે તે વસ્તુતઃ આવેશ નથી પણ એક જાતનું અભિમાન છે. માટે મારે પણ સુધારણાને માટે કશો પ્રયત્ન કરવાનો રહેતો નથી. એમજ છે કેની?"

"હા તેં એનું બરાબર સ્પષ્ટીકરણ કીધુંછે."

'મૂળથીજ તું એમ માનતી આવી છે કે આપણે બધાં ઇશ્વિરના હાથમાં વાજાં જેવાં છઇએ, અને વાજું વગાડનાર જંત્રી તો તેજ છે. જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સુર નીકળે' કેમ?"

"હા, તેની સત્તા અને ઇચ્છા વગર એક પાંદડુંએ હાલતું નથી એવો મારો દૃઢ નિશ્ચય છે."

કેશવલાલનો પણ તેવોજ હોવો જોઈએ, અથવા તેની પાસથી તું એ નિશ્ચયને પામીછે."

'તે તો ખરૂં, પણ જે સોનું છે તે બીજાના હાથમાં જઇને પિત્તળ થતું નથી."

"વારૂ ત્યારે, મારી સ્ત્રી સુભુજ્તી વાત પડતી મુકુંછું. પણ મારે જે

સારો દહાડો અને રાત લખવું, ભણવું કે ભરવું તે તો હવે મને ગમતું નથી. કંઈ ઉદ્યમ હોય તો વખત જાય."

"તારાં નિત્યનાં કામમાં મન દઈને વળગી રહે એટલે પત્યું."

'એ તો તારા જેવીને પાલવે"–મહામતિ કંઈ ચીડાઈને બોલી–"પણ મારે તો ખાસ કંઈ ઉદ્યમ જોઈએ. તું કહે તો એકાદ દૂરદર્શક યંત્ર વડે ગ્રહોનું અને આકાશ મંડળનું અવલોકન કરી મનને આનંદ પમાડું; અથવા તું કહે તો સારૂં જોઈને એક સૂક્ષ્મદર્શક યંત્ર ખરીદું."

"આ વળી તને યંત્રનું ગાંડું ક્યાંથી વળગ્યુ ?' ગુલાબે હસીને પૂછ્યું.

"મેં એક ગુજરાતી માસિકમાં કીડીઓની રીતભાતનું જે અવલોકન થયુંછે તે વાંચ્યું, ત્યારથી સૂક્ષ્મદર્શક યંત્રથી હું પણ એવાં એવાં અવલોકનમાં મશગુલ રહું એમ વિચાર થયોછે. વળી દૂરદર્શક યંત્રથી ગ્રહો અવલોકવાની પણ મને હોંસ છે, પણ ગ્રહાવલોકન કરવાને રાતનોજ વખત અનુકૂળ છે. વળી ગ્રહો દેખાય તે વખતે ભાંગી રાત હોય, કે ગમે તે વખત હોય તોપણ, ત્યારેજ અવલોકન કરીએ તો કામ આવે; આપણે ધારીએ તે વખતે બને નહિ. તેનાં કરતાં આ સૂક્ષ્મદર્શક યંત્ર સારૂં કે સવાર સાંજ જ્યારે મન થાય ત્યારે તેને લઈ બેસાય. માટે હું તો એકાદ મઝાનું સૂક્ષ્મદર્શક યંત્ર લઈશ પણ કઈ વસ્તુને કે શું બાબતને અવલંબીને મારે કામ લેવું તે હજી મારા મનથી નક્કી નથી."

"તું તારા મનથી બધુ નક્કી કરીને આવીછે તો પછી મને પૂછવાથી લાભ શો ?"

"તારો એ બાબતસર શું વિચાર છે તે હું જાણવા માગુંછું."

"તું અવલોકન કરે તેમાં કંઈ ખોટું નથી. પણ એ અવલોકનની લ્હાયમાં તું તારો ગૃહવ્યવહાર તો નહિ ચુકે ?"

**(વિક્રમની વીસમી સદી)**

---

# ગણપતરામ અનુપરામ.

## ૧૩૯—પતિપત્નીનો સંબંધ તથા સહવાસ.

સુરૂપ નારિને જોઈ, મનહર ચારૂ કાંત,

(પણ) મમ પ્રેમને ઉનવા, માગુ માયા શાંત.—**શેક્સ્પિયર.**

પતિમાં ડહાપણ અને પત્નીમાં સુશીલના પ્રાધાન્યપદે જોઈએ—**જાર્જ હર્બર્ટ.**

જો સ્ત્રીને પુરૂષના ઉપર શેઠાઇ કરવા પરમેશ્વરે ધારી હોત, તો પુરૂષના મગજમાંથી માવો લેઈને તેને બનાવત; જો તેને પુરૂષની દાસી નિર્માણ કરી હોત, તો તેને તેના પગમાંથી પેદા કરત; પણ સ્ત્રીને પુરૂષની સહચરી બરોબરીઆણ કરી છે, તેથી તેને તેના પડખાંમાંથી પાંસળી કાઢીને પેદા કરી છેઃ-સંત **ઑગસ્ટીન** કૃત ઇશ્વરનું રાજ્ય.

બાઈ, સદ્દગુણી સ્ત્રીઓ મળે ક્યાંથી ? તેનું મૂલ્ય તો હીરા અને મોતી માણેકથી એ વધારે છે......એવી રૂડી સ્ત્રીનો ધણી ગામના ઝાંપામાં પગ મૂકે, ત્યારથીજ તેને સૌ પીછાણે છે. એવો પુરૂષ તો ગામના મોટેરાઓના પંચમાં બેસે છે. એ બાઈનાં વસ્ત્ર દઢતા અને આબરૂ છે, અને તે ભવિષ્યમાં સુખ અને આનંદ ભોગવે છે. તે પોતાનું મોં બોલવા માટે ઉઘાડે છે, તો ડહાપણથી વિચાર કરીને ઉઘાડે છે અને તેના મુખમાંથી માયાળુપણાના ફુલ ગરે છે. તે પોતાના ધણીના રીતરિવાજ માટે સારી કાળજી રાખે છે; અને પોતે આળસુ રહીને રોટલો ખાતી નથી. તેનાં સંતાન રોજ સવારમાં ઉઠીને તેને પૂજ્ય ભાવે સ્મરેછે; તેનો સ્વામી પણ તેની તારીફ કરે છે અને તેના ગુણ ગાય છે.—**સુલેમાનની** કહેવતો.

જિંદગીની સઘળી સ્થિતિઓમાં સ્ત્રીઓ તેમજ પુરૂષોની ચાલચલગત ઉપર તેમના પરસ્પરના સહવાસની ભારે અસર થાય છે. જનેતા પોતાનાં જણ્યાંના લક્ષણના બંધારણમાં ઘણી સત્તા ચલાવે છે, એમ આપણે પહેલાં

બોલી ચૂક્યા છીએ. જે સ્થૂળ વાતાવરણમાં બાળકો દમ લઈને ઉછરીને મોટાં થાય છે, તેમજ જે નીતિના વાયુસાગરમાં તેઓ તરે છે અને જે વડે તેમનાં મન અને આત્માને પુષ્ટિ મળે છે, તે જનેતાજ પેદા કરેછે. જેમ જનેતા, બેન, પ્રમદા અને પત્ની તરીકેની પોતાની જૂદી જૂદી દશાઓમાં સ્ત્રી ધાવણાં નાનડીઆંઓની સ્વાભાવિક ઉછેરનારી અને બાળકોને બોધ આપનારી ગુરુ છે, તેવીજ રીતે તે જુવાન છોકરાંને રસ્તાની બતાવનારી અને સલાહની આપનારી હોયછે, અને પ્રૌઢાવસ્થામાં તે પુરૂષોનું વિશ્રામસ્થાન અને સોબતેણ છે. સંક્ષેપમાં કહેવા જઇએ તો સારાને વાસ્તે કે માઠાને વાસ્તે, ઘણે દરજ્જે યા ઓછે દરજ્જે સ્ત્રીસત્તા પુરૂષ માત્રની આખર સુધીની ભાગ્ય દશા ઉપર પૂર વેગથી ચાલી રહેછે.

સ્ત્રી અને પુરૂષનાં પોતપોતાનાં સંસાર વ્યવહારનાં કાર્યો પ્રકૃતિના બંધારણથીજ સ્પષ્ટ રીતે નિર્માણ થઇ ચૂક્યાં છે. પરમેશ્વરે સ્ત્રી તથા પુરૂષ એમ બે પેદા કર્યાં છે, તે પોતપોતાને ઘટતાં કાર્ય કરવાને-પ્રત્યેકે પોતપોતાના યોગ્ય સ્થાનમાં રહી વર્તવાને માટેજ. એકથી બીજાની જગા લેવાય કે બીજાનું કામ થાય તેમ નથી. તેમના બંનેના ધંધાજ ચોક્ખી રીતે નિરનિરાળા છે. જેમ પુરૂષ પોતાને રૂપેજ રહેવા સરજાએલો છે, તેમ સ્ત્રી પણ પોતાના રૂપેજ રહેવાને સરજાએલી છે. એમ સ્વતંત્ર રીતની સરજત છતે પ્રત્યેકને પરસ્પરનો અતિ નિકટનો સંબંધ પણ છે. મનુષ્ય જાતની વંશવૃદ્ધિને માટે જનતાને એ બંનેનો ખપછે, અને જનમંડળના સુધારા વધારા સઘળા વાત વિચારમાં સ્ત્રી પુરૂષ બંનેને અવશ્ય દાખલ રાખવાંજ જોઇએ.

સ્ત્રી તથા પુરૂષો બન્ને એક બીજાનાં સોબતી તથા [illegible] જાયાં છે, પણ તેમની શક્તિનું માપ કેટલાં એકોમાં અનુ[illegible] નથી. સ્ત્રી કરતાં પુરૂષ વધારે મજબૂત, [illegible] સ્નાયુ [illegible] [illegible] છે, પણ સ્ત્રી પુરૂષ કરતાં [illegible] [illegible] [illegible] વધારે પોચા મનના છે. [illegible] [illegible] સ્ત્રી [illegible] હૃદયનાં પ્રેમ-લક્ષણોમાં સ્ત્રી પુરૂષ કરતાં [illegible] [illegible]

એટલે મગજ રાજ્ય અમલ કરે, પણ એ તો પ્રેમનું સ્થાન જે હૃદય તેનીજ સત્તા ચાલવાની. સ્ત્રી-પુરૂષને આ ભવ-દરિયામાં જે પોતપોતાનાં કાર્ય કરવાનાં છે, તેમને માટે પરમેશ્વરે બંનેને પુરતી રીતે લાયક બનાવ્યાં છે; અને સ્ત્રીનું કામ પુરૂષને માથે નાંખવું, એ જેમ હસવા જેવું છે, તેમજ પુરૂષનું કામ સ્ત્રીને સોંપવું, એ પણ તેવુંજ હાસ્યજનક છે. કેટલીએક વાર પુરૂષો બૈરાં જેવા કમ્પાશશિ હોયછે; અને સ્ત્રી કોઈ કોઈ વાર પુરૂષ જેવી જુવાંમર્દ હોયછે, પણ એ તો માત્ર અપવાદરૂપે સમજવાં; તેથી તો અમારો સિદ્ધાંત ઉલટો દૃઢ થાય છે.

અગરજો પુરૂષનાં લક્ષણો બહુધા મગજ પરત્વે છે, અને બૈરાંનાં બહુધા હૃદય પરત્વે છે,-તોપણ જેટલે દરજ્જે પુરૂષનું મગજ કેળવાવું જોઇએ, તેટલેજ દરજ્જે તેનું હૃદય પણ કેળવાવાની ઓછી જરૂર નથી; તેની સાથે સ્ત્રીના હૃદયને જેમ કેળવવાની જરૂર છે, તેટલેજ દરજ્જે તેના મગજને પણ કેળવવાની જરૂર છે. મગજ એટલે બુદ્ધિ વગરની બાયડી જેમ સુધરેલી મંડળીમાં શોભતી નથી, તેમ જે માણસ હૃદય રહિત હોય, અર્થાત્ નિર્દય હોય, તે પણ દીપતો નથી. કોઈ પણ સ્ત્રી અથવા પુરૂષને નિરોગ મનવાળો અને સમતોલ લક્ષણો યુક્ત કરવો હોય, તો તેની નીતિ તથા બુદ્ધિના સર્વ વિભાગોને કેળવવાની અગત્ય છે. બીજાઓને માટે જે પુરૂષમાં વિચાર કે સહૃદયતા ન હોય, તો તે એક કંગાલ, ઉદાર વિનાનો નીચો, નીચ, લોભીઓ અને એકલપેટો પ્રાણી થાય છે; તેમજ જો સ્ત્રીની બુદ્ધિને કેળવણી આપવામાં આવી ન હોય, તો અતિ સ્વરૂપવંતી સ્ત્રી પણ એક રૂપાળી લૂગડાં ઘરેણાંવાળી પૂતળી કરતાં વધારે સારી લાગશે નહિ.

એક વાર એવો પણ વિચાર ચોમેરે ફેલાઈ રહ્યો હતો કે સ્ત્રી-જાતિ અબળા છે અને તેને બીજાઓ ઉપર આધાર રાખવો પડેછે, તેથીજ તે વિશેષ સ્તુતિ અને વખાણને પાત્ર છે.સાર રિચર્ડ સ્ટીલે કહ્યું છે. કે, 'પુરૂષની ખરી શોભા ડહાપણ અને શરાતનનાં લક્ષણોના યોગ્ય સંયોગમાં રહેલી

છે, કેમકે એજ લક્ષણોથી પુરૂષત્વ પરખાય છે. તેજ પ્રમાણે જો કોઈ ખરી સ્ત્રીને માટે પ્રશંસાનાં વચન વાપરવાં હોય, તો તેનામાં નરમ સુશીલતા, નાજુક ભીરૂત્વ, અને બીજાં જે જે લક્ષણોથી તે પુરૂષ વર્ગથી જૂદી પડતી હોય, તે સઘળાં તેનામાં હોવાં જોઈએ; તેની સાથે વળી, તે પુરૂષ કરતાં કાંઈક અંશે ન્યૂન હોવી જોઇએ; પણ તે ન્યૂનતા એવી કે તેથી તેના ઉપર ઉલટો આપણો મોહ વધે.' આ પ્રમાણે જોતાં તો એમ સમજાય છે કે, તેની દઢતા કેળવીને મજબૂત કરવાને બદલે તે અબળા જાતિનું અબળાપણું—નિર્બળપણું કેળવવું, તેનામાં ડહાપણ કેળવવાને ઠેકાણે તેનામાં મૂર્ખાઇનો ભાગ કેળવવો. તેને એક અબળા, બીકણ, રોતી, આંસુ ટપકાવતી, વર્તણુંકના ધોરણ વિનાની ઉતરતા દરજ્જાની બનાવવી; તેનામાં માત્ર એટલીજ સમજ હોય કે 'સબળ' જાતિ તેના કાનમાં જે મીઠા, મધુર ગુંજારવ કરી મૂકે, તે તે સમજે એટલે થયું. તેને પુરૂષની બુદ્ધિશાળી સહચરી બનાવવાથી તે પત્ની, માતા, મહચરી કે મિત્ર તરીકે યોગ્ય અને તૈયાર બને તેના કરતાં તેની સ્વતંત્ર બુદ્ધિ વાપરવા માટે કેળવવાને બદલે પુરૂષ જાતિના શણગાર અને હાડમાર જેવી બનાવી દેવી!

**પોપ** પોતાના એક 'નીતિ નિબંધ' માં બડાવે છે કે 'ઘણી ખરી સ્ત્રીઓમાં વર્તનનું કંઇ ધોરણજ હોતું નથી.' વળી તે જણાવે છે કેઃ—

> રંગ બેરંગી ફૂલ જ્યમ, વિવિધ રંગ આપાય,
> તેમજ અબળા કોમ પણ, વિવિધ રંગ સોહાય;
> તેના વિધ વિધ રંગથી, પુરૂષ-વર્ગ મોહાય,
> નાજુક તે અબળા સુધી, નમ્ર પણે સોહાય.

**માર્થા** બ્લાઉંટ નામની તેની એક સ્ત્રી–મિત્ર હતી, તે એ કવિ ઉપર એકદોરે અમલ ચલાવતી હતી; તેના ઉપર તેણે એક કવિતા રૂપે પત્ર લખ્યું હતું, તેમાં ઉપરનાં ઠોક મારતાં માર્મિક વચનો છે, તે તેમનાં લક્ષણ દર્શાવે છે; અને **લેડી મેરી વાર્ટ્લી મૉન્ટેગના** પગ આગળ તે આશક થઇને પડતાં

આવે છે. એમ કહેવાય છે કે, જ્યાં કોઈ પણ મનુષ્ય પ્રાણી દુઃખ પામતું હોય, ત્યાં તેના નિસાસાનો અવાજ સાંભળતાંજ તેની બાજુએ સ્ત્રી આવીને ઉભી રહે છે. જ્યારે મંગો પાર્ક એકલવાયો થઈ રહ્યો, કોઈ પણ મિત્ર તેની પાસે રહ્યો નહિ, અને તે ભૂખમરાની હાલતમાં આવી પડ્યો, અને તેને આફ્રિકાના એક ગામડામાંથી ત્યાંના માણસોએ હાંકી મૂક્યો, તેવામાં એક ઝાડ નીચે રાત-ગુજારો કરવાની તૈયારી કરતો હતો; ત્યાં તે વેળાએ વરસાદ વરસતો હતો અને જંગલી હિંસક જનાવરોના ભયમાં તે આવી પડ્યો હતો; તેવામાં એક ગરીબ હબશણ ખેતરમાંથી મજુરી કરીને ઘેર જતી હતી, તેણે તેના ઉપર દયા આણીને પોતાના ઝુંપડામા તે તેને લઇ ગઈ અને ત્યાં તેને ખવરાવ્યું, મદદ આપી અને તેનું રક્ષણ કર્યું.

પણ સ્ત્રીના અત્યંત ખાસ લક્ષણો તેના સહૃદયા અને પ્રેમ દ્વારાએ દેખાય છે; તેની સાથે તેના પોતાના સુખને વાસ્તે એક સ્વાશ્રયી પ્રાણી તરીકે તેનાં આચરણ ઉદ્દીપન કરવાની અને સુદૃઢ કરવાની પણ જરૂર છે; અને તે કામ યોગ્ય રીતની જાત-કેળવણી, સ્વાશ્રય અને આત્મ-સંયમના ગુણોથી પ્રાપ્ત થાય છે, હૃદયના સુંદર લીલોતરીવાળા રસ્તા બંધ થઈ જતા હોય, તોપણ તે બંધ થવા દેવા ઉચિત નથી. ઉત્તમમાં ઉત્તમ પ્રકારનાં સ્વાશ્રયનાં લક્ષણ કોઈ સ્ત્રીમાં હોય, તેથી તેની અનુકંપાની સીમા સાંકડી થાય, એમ કદી પણ સમજવું નહિ; પણ જેમ પુરૂષના સુખનો આધાર તેમજ સ્ત્રીના સુખનો આધાર ઘણે દરજ્જે તે પ્રત્યેકની સદાચરણની સંપૂર્ણતા ઉપર રહે છે; તેમજ બુદ્ધિનાં લક્ષણોની કેળવણી યોગ્ય રીતિએ આપવાથી પોતાની જાત ઉપરજ આધાર રાખવાની તેમને ટેવ પડે છે; તેની સાથે હૃદયને તથા વિવેક-બુદ્ધિને પુરતી કસોટી ઉપર લાવવાથી સ્ત્રી સંસારમાં વધારે ઉપયોગી અને તેથી વધારે સુખી થશે; તે સમજદારી વાપરીને સૌને સુખ આપશે અને પોતે પણ ભોગવશે; અને પરસ્પરની સહાયતા અને સહૃદયમાંથી જે સુખો ઉપજે છે, તે પોતે આનંદથી ભોગવશે અને બીજાઓ ઉપર પણ તે બહોળા હાથે વરસાવશે.

જનનમડળમા પવિત્રતાનુ ઉચુ ધોરણ જાળવવાને માટે સ્ત્રી તથા પુરૂષ બનેની કેળવણી એક રાગે ચાલવી જોઇએ, અને તે એક સરખી રીતે સાથે સાથે વધવી જોઇએ નિર્મળ સ્ત્રીત્વની સાથેજ નિર્મળ પુરૂષત્વ પણ સહગામી રહેવુ જોઇએ બનેને એજ નીતિ-શાસ્ત્રનો કાયદો લાગુ પડેછે સ્ત્રી-જાતિ પુરૂષ-જાતિથી જૂદી છે તેથી પુરૂષને નીતિને ઠોકર મારવાની છૂટછે, અને જે બદકામ સ્ત્રી કરે તો તેથી તેની આખી જિદગી કલકિત ગણાય તેજ કામ જો પુરૂષ કરે તો તેનુ કાઇ નહિ, એવા મનસ્વી વિચારને ટેકા મળવાથી સદ્ગુણની ઇમારતના પાયા ઢીલા થઇ જાયછે તસ્માત્ જનનમડળની સ્થિતિ નિષ્કલક અને સદ્ગુણ યુક્ત રાખવાને માટે સ્ત્રીએ તેમજ પુરૂષે પણ પવિત્ર અને સદ્ગુણી રહેવુ જોઈએ, હૃદયને વર્તનને અને વિવેક-બુદ્ધિને જરા પણ ડાઘ લાગે એવા સઘળા કામ બનતે એક સરખી રીતે ત્યાગવા જોઇએ—વિષની પેઠે તેવા કામને તેમણે તજવાજ તેના નહિ તો જો એક વાર તે વિષ ચૂસાય, તો તે પૂરેપુરૂ કદી પણ પાછુ બહાર નીકળી શકતુ નથી પણ તેના પરમાણુ અદરથી મનને કડવુ વખ કરી મૂકેછે અને તે પછીના જીવનમા થોડે યા ઘણે દરજ્જે કડવો એળીઓ ભળેલો રહે

( સદ્વર્તન )

---

# નાનાલાલ દલપતરામ.

## ૧૪૦—સંસાર સેવા.

અત્યાર તો આપણે એટલુજ જરા વિચારી જોઈએ કે સ્ત્રી જાતિના કર્તવ્ય શા છે ? સંસારના કામની વહેચણીને પરિણામે સ્ત્રીના વિશેષ ધર્મ પુરૂષના વિશેષ ધર્મથી નિરાળા છે એટલુ તો હવે સ્પષ્ટજ છે બાકીનુ, ગણવુ ખાવુ પીવુ ધર્મ પાળવો નીતિ પાળવી, સ્વચ્છતા સુઘડતા મનોહર વિવેક નાખવ આવા આવા અનેક ધર્મ તો સ્ત્રીપુરૂષ ઉભયને

આશય કે સ્ત્રી એ મનુષ્ય છે ને પુરૂષ મનુષ્ય છે, એટલે દેહ અને આત્માના મનુષ્યધર્મ તો બન્નેને માટે એક સરખા જ છે છતાં સ્ત્રી તે સ્ત્રી છે, ને પુરૂષ નથી, અને પુરૂષ તે પુરૂષ છે, ને સ્ત્રી નથી એ કારણથી બન્નેના વિશેષ ધર્મ ભિન્નભિન્ન જ છે ત્યારે સ્ત્રીજાતિના વિશેષ ધર્મ શા છે?

સ્ત્રીઓનો પહેલો વિશેષ ધર્મ તે પતિધર્મ : કન્યકા મટી વધૂ બને કુમારને આગેથી ઉતરી લગ્નને નીચે જઈ બેસે ત્યારથી જ સ્ત્રીઓને પત્ની ધર્મ પ્રાપ્ત થાય છે જ્યાં સુધી તે તારિકા ફરતી હતી તે તારિકા સુરજમાળાની અંગભૂત બને છે અને તે પછી સદા તેને સુરજમાળાની સાથેજ ઘુમવાનું રહે છે કોઇ પણ નનથી વ્રત લેનાર બધાય છે, નિયમનમાં આવે છે લગ્નનથી પણ પતિપત્ની નિયમનમાં આવે છે, ને પરસ્પરથી બધાય છે બહેનો! લગ્નના લેતી વેળાએ તમે કીયાં નિયમન સ્વીકાર્યાં છે એ યાદ છે? ગોરે તમારો હાથ તમારા પતિના હાથમાં મુક્યો તે વેળાએ તમારી માની પાસે પ્રતિજ્ઞાઓ કરી છે એ પ્રતિજ્ઞાઓ તમને આજ સ્મરણે છે? સ્મરણે ન હોય વીસર્યાં હો તો ગોરને પૂછી જોજો, શાસ્ત્રમાં વાંચી લેજો એ પ્રતિજ્ઞાઓ વીસરવી ન તો યાદ જવું છે તે નક્કી કર્યા વિના મુસાફરી આદરવા જેવું છે સંસારની સફરમાં તમારૂં વહાણું તમે મેલ્યું છે તેને તમે ક્યાં લઈ જશો? કેમ ચલાવશો? બહેન! સંસારની સફર આદરતાંજ તમે એ નિયમન ઉચ્ચાર્યાં છે તે વચનો માત્ર ઉચ્ચાર્યાં છે કે તમારે બદલે ગોરે ઉચ્ચાર્યાં હશે હવે એ સમજી લેવા જોઈએ એ સર્વ નિયમનનો સમાવેશ પત્નીધર્મમાં થાય છે સ્ત્રીજાતિની સ્વાભાવિક સરલતા, ઉચ્ચતા, સ્નેહાળતા, ધાર્મિકતા, શ્રદ્ધા, આસ્થાને પકડી એ પથે પળશો તો ભૂલાં નહીં પડો

સ્ત્રીજાતીનો ત્યારે બીજો વિશેષ ધર્મ કઈ છે? હા પતિ અને પત્નીએ સ્નેહગાંઠ—કે ન બાંધી—લગ્નના લીધું, કે તરત એક કુલ સ્થપાયું, દુનિયાના ઘણાંખરાંમાં એક કુટુંબ બંધાયું ઘણે ભાગે તો સહુ દંપતી ઉપર પ્રભુના આશીર્વાદ ઉતરે છે, ને પરિવાર વધે છે પછી સંતાનની લીલાથી ઘર ભરાઓ કે ન ભરાઓ, બાળકોના બોલ ઘરમાં ગાજી રહ્યા કે ન ગાજી રહ્યા,

કુટુંબ તો લગ્નતિથીથીજ મંડાયું, ગૃહનો માંડવો તો તે ઘડીથીજ રોપાયો ને ઘડીથીજ સ્ત્રીને ગૃહિણીધર્મ પ્રાપ્ત થાય છે. એ ગૃહિણીધર્મ તે સ્ત્રીનો બીજો વિશેષ ધર્મ. ગૃહની વ્યવસ્થા--ઘરસંસાર ચલાવવો એ પત્નીધર્મથી નિરાળી વાત છે, છતાં બન્નેની અખંડ બેલડી છે. લગ્નવ્રતમાંથી એ બન્ને જોડકી બ્હેનો જન્મે છે. ગૃહિણીધર્મ શા છે તે મારા કરતાં તમે વધારે જાણોછો. હું તમને એ વિષયમાં કંઈ કહેવા કરતાં તમારી પાસેથી સાંભળવા વધારે આતુરછું. માટે એટલુંજ સુચવુંછું કે તમારા કુટુંબમાંથી ક્લેશ ઘટે ને સ્નેહ અને સંપ વધે. શરીરનાં આરોગ્ય અને ચિત્તની પ્રસન્નતા, બહારનાં ને અંતરનાં બલ તથા વૈભવ, સુખ સંતોષ ને શાંતિ સદા વિકાસ પામે એવું કરજો. તમારા મંડપ એવા રચજો કે તેમાં તાપ કે સંતાપ ન આવે, છતાં તે ઉષ્મા અને અજવાળાંથી શોભી રહે. તમારી આંખડીમાં અમી રાખજો, તમારા હાથમાં કર્તવ્ય ચાતુરી રાખજો, તમારી જીભમાં મિઠાશ રાખજો, તમારા આચરણમાં હેત રાખજો એ સહુ કંઇ નવાં લાવવાં પડે તેમ નથી, એ સૌ તમારી પાસેજ છે, માત્ર તેમને ખોતાં નહીં, ઢાંકતાં નહીં, રજ ચડવા દેતાં નહીં. મુદરી જો પોતાની સુંદરતા પ્રગટવા દે તોએ જગતનાં વડાં સૌભાગ્ય ઉઘડે.

બ્હેન! પત્નીધર્મ અને ગૃહિણીધર્મની ઝાંખી જરા આપણે કરી. એક વધારે વિશેષ ધર્મનો આપણે વિચાર કરી લઇએ. પતિપત્નીનું ઘર માંડે છે ને વગડાને આરે નહીં, પણ સંસારની વચ્ચે. ઘર બાંધતી વખતે જેમ આપણે આપણા પાડોશીઓના હક સાચવવા પડે છે, તેમ સંસારમાં જીવન ગાળતી વેળાએ પણ આપણે અન્ય સંસારવાસીઓના હક જાળવવાના છે. આ ધર્મને આપણે સંસારિણીધર્મ કહીશું જે સંસાર આપણું ચોપાસેથી રક્ષણ કરેછે, જે સંસાર પોતાનો ભૂતકાળનો બધો સંચય આપણા ચરણમાં ખુલ્લો મૂકી દેછે, જે સંસારવાસીઓ આપણી સાથે ખભેખભો મેળવી ઉભા રહે છે, તે સંસાર અને સંસારીઓ તરફ આપણા પણ અનેક ધર્મ છેજ. જો કેળવણીને આપણે લીધી તે કેળવણીની પદ્ધતિ વધારે લાભદાયક કરવી.

જે ઔષધશાળાઓએ આપણને સાજાં કર્યા તે ઔષધશાળાઓને ભગવતી, જે બાગ ચોટાં મંદિરોએ આપણને આનંદની જરૂરીઆતની અને ઉન્નતિની સામગ્રી પૂરી પાડી, તેમને વધારે શોભીતાં ઉપયોગી અને પવિત્ર કરવાં; કોણ કહેશે કે એ આપણા ધર્મ નથી ? સંસાર અનેક રીતે આપણી સુશ્રૂષા કરેછે, આપણને ઘટેછે કે આપણે એ સંસારની સુશ્રૂષા કરવી.

બહેનો ! એ સંસારસેવાના યથાશક્તિમતિઅવકાશ આચરવાના અનેક માર્ગ છે, ખંતથી શોધને તેમને સૌને તરતજ તે જડશે. અહીં તો એટલુંજ વિનવુંછું કે સંસારમાનાં વડીલો ભણી પુત્રીભાવ, સંસારમાના સમાનવયી ભણી ભગિનીભાવ, અને સંસારમાના નાનેરાઓ ભણી માતાભાવ રાખજો. એ ત્હમારો સંસારિણીધર્મ. જે ભાવથી પુત્રી ભગિની અને માતા થઈ કટુંબમા વિચરોછો, એ ભાવથી સાર યે સંસારમા સદા વિચરજો ! એમાંજ તમારૂ અને સંસારનુ ઉભયનુ કલ્યાણ છે.

આપણે સહુ ગુર્જરીનાં સંતાન છીએ ગુર્જરીનો યશ અને મહિમા આપણે હાથ છે. માબાપની કીર્તિઅકીર્તિ હમેશાં સંતાનનાં હાથમાં હોયછે. ગુર્જરીની લાજ અને શોભા પણ આપણેજ સાચવવાની ને વધારવાની છે. ગુજરાતનાં ખંત ને ઉદ્યોગ, ગુજરાતની વ્યાપાર કુશળતા, ગુજરાતનાં સાગર ઉપરનાં સાહસ, ગુજરાતનાં ડહાપણ અને દૂરઅંદેશી, ગુજરાતની ભક્તિ અને પરોપકારિતા, ગુજરાતનાં શાંતિયુગનાં પરાક્રમ, ગુજરાતની મધુરતા સુંદરતા પુણ્યભાવનાઓ બાધી ગુજરાતની માતાઓ ! એ અમારી સૌ આશાઓ તમારા ધાવણમાં છે. ગુજરાતના વીર પુરુષો, ગુજરાતના તત્ત્વચિંતકો, ગુજરાતના રાજનીતિજ્ઞો, ગુજરાતના કવિઓ, સંતો, દાનેશ્વરો: એ ગુજરાતની જનનીઓ ! એ સહુ યશપુત્રો તમારા જડ અને ચેતન દેહમાં સચેલા છે.

મિસરથી માંડી સારો પશ્ચિમ આફ્રીકાનો કાંઠો આપણા ગુજરાતીઓએ ખિલાવ્યો હતો. અરબસ્તાનથી આદરી સારો અરબ્બી સમુદ્ર અને હિંદી મહાસાગર ડહોળી નાંખી જાવા, સુમાત્રા અને ચીન સુધી આપણાં ગુજરાતી વહાણો સફર ખેડતાં. એ સમુદ્રો તો આપણા પુરાણા ખલાસીઓને મન મોટા

મગેનગ જેવા હતા સુન્ત અને ખભાત જેવા બંદરો હતા દાકિટ અને પ્રભાસ જેવા તીર્થો હતા આ અલબેલી મુગ્ધનિગરીની જાડેજાલાવી ખીલ નાગ ભાટીઆ, કણબી અને અન્ય વૈસ્યો, પારસી, બોહ્રા, મેમણ એ સહુ આપણા ગુર્જરમાતાના સતાન છે બ્હેનો! એટલુ સ્મરણમા સદી રાખજો કે જ્યા જ્યા ગુર્જરી બાષા બોલાય ત્યા ત્યા ગુજરાતજ છે ગુજરાતના પુરાણા પરાક્રમ અને દૈવી સપત્તિના વિજય હજી આથમ્યા નથી એ વિજયને વધારે યશવતા કરે એવા સતાન ગુર્જરીને ખોળે મુકજો એ જયકીર્તિને વધારે ઉજ્જવલ કરે, પાવન કરે એવા મહાભાગ દેવપુત્રો અને દેવપુત્રીઓની જનનીઓ થજો! બ્હેનો! દેવો પણ તમારે પેટ અવતાર ઇચ્છે એવા નિર્મળા અને પવિત્ર તમે સદા રહેજો

---

# પરિશિષ્ટ.

## ૧૪૧—ચારિત્ર્ય.

'ચારિત્ર્યનો આધાર કઈ સજોગો ઉપર નથી, અને માત્ર સજોગોને આધારેજ ચારિત્ર્ય પળાય એની કાંઈ કિંમત પણ નથી"

બ્હેન! આપણા મનની મજબૂતી જાળવવી એ આપણું કામ છે શુ સજોગોને આધારેજ ચારિત્ર્ય છે? શુ ચારિત્ર્યની કાંઈ કિંમતજ નથી? અરે જરા વિચાર તો કરો કે જ્યારે સીતા રાવણના કબજામા હતી અને લકામા કેદ પડેલી હતી, તથા ભયકર રાક્ષસીઓ તેને બીવરાવતી હતી, અને રાવણ તેને અનેક પ્રકારે સમજાવતો, લલચાવતો અને ધમકાવતો હતો, ત્યારે પોતાનુ ચારિત્ર્ય સભાળવા માટે સીતાને શુ સારા સજોગો હતા? દ્રૌપદીને સભાના વચ્ચે પકડી લાવ્યા, તેને નગ્ન કરવા માટે તેના વસ્ત્ર ખેચ્યા, અને તેનો ચોટલો પકડી દુષ્ટ દુશાસને સભામા અનાથ સ્થિ

તેમાં લાગી, તથા આના દેખતાં દુર્યોધને જ્યારે તેને કહ્યું કે-આવ, મારા ખોળામાં બેસ, ત્યારે દ્રૌપદીએ કહ્યું કે-ત્યાં તો ભીમની ગદા બેસશે, તે વખતે દ્રૌપદીને કોની સહાય હતી? અને એ વખતે શું સારા સંજોગો હતા? બ્હેન! સારા સંજોગોને આધારે વિશુદ્ધિ જળવાય તેમાં શું નવાઇ? પણ જ્યારે કામીને લાકડે પણ વિશુદ્ધિ જળવાય, જ્યારે જગત બધુ બળી લાગી જાય ત્યારે પણ વિશુદ્ધિ જળવાય, જ્યારે મિલકત બધી લુંટાઈ જાય ત્યારે પણ વિશુદ્ધિ જળવાય, જ્યારે દુષ્ટ દુસ્મનના કેદખાનામાં સડતાં હોઇએ ત્યારે પણ વિશુદ્ધિ જળવાય અને જ્યારે એક તરફ આખી દુનિયા તથા એક તરફ આપણે એકલા હોઈએ છતાં પણ વિશુદ્ધિ જળવાય, ત્યારેજ ચારિત્ર્યની ખરી ખુબી કહેવાય બાકી સંજોગને આધારે સાફ રહેવું તેમાં શું નવાઈ છે? એમ તો કેદખાનામાં પડેલા બધાએ કેદીઓને કાઇક કાઇક પવિત્ર જીવન ગાળવું પડે છે જેમકે-તેઓ ગમે તેટલા લુચ્ચા હોય અને ગમે તેટલા બદમાશ હોય છતાં પણ ત્યાં તેઓ દારૂ પી શકતા નથી, જુગાર રમી શકતા નથી, વ્યભિચાર કરી શકતા નથી, અને એવાંજ બીજાં ઘણાંએ પાપો કરી શકતા નથી, માટે શું તેઓ શુદ્ધ ચારિત્ર્યવાળા થઈ ગયા? નહિ બ્હેન! સંજોગોને આધારે જે ચારિત્ર્ય પળાય તે ચારિત્ર્યની કંઈ બહુ મોટી કિંમત નથી માટે તમારે તો ઉંચી જાતનું ચારિત્ર્ય પાળવું જોઈએ, અને એ માટે મનને બહુ વધારે મજબૂત બનાવવું જોઈએ, અને એક વખત હૃદયમાં ઉંડા ઉતરીને એવો પાકો ઠરાવ કરીએ એટલે પછી તે પાળવામાં કાંઇ બહુ મોટી મુસ્કેલી નથી, એટલુંજ નહિ પણ જ્યારે શુદ્ધ અંતઃકરણથી, ખરેખરી ઉમંગની લાગણીથી, અને આત્મિક બળથી ઠરાવ થાય ત્યારે તેમાં ખાસ નવું બળ આવી જાય છે, અને એ પછી તો કુદરતી રીતેજ અનુકૂળ સંજોગો મળે છે, માટે બ્હેન! આપણે આવી જાતનું બળ રાખવું જોઇએ, સામાન્ય લોકોની પેઠે સંજોગોના આધારે રહેનારાં ન થવું જોઇએ.

(સ્વર્ગની સુન્દરીઓ)

કનારી દીનાદાડી, સ્ત્રી એટલે જગતનુ અજવાળુ, સ્ત્રી એટલે ઇશ્વર જુની મદદેશો મોકલવાનો વાયરલેસ ટેલીગ્રાફ સ્ત્રી એટલે સ્વર્ગ દેખાડનારી દુરબીન સ્ત્રી એટલે પુરૂષોની લાયકાત માપવાનું મીટર, સ્ત્રી એટલે જગતની બધી વસ્તુઓમા અમૃત બનનાર ચંદ્ર સ્ત્રી એટલે અખૂટ પ્રકાશ આપનાર રેડીયમ, સ્ત્રી એટલે વિશ્રામનુ નાઇન સ્ત્રી એટલે જગતની આરપાર જોવાના એક્સરેઝ કિરણો સ્ત્રી એટલે પુરૂષોને કેળવવાનુ સુમન સ્ત્રી એટલે ભક્તિની પ્રત્યક્ષ જીવતી મૂર્તિ અને સ્ત્રી એટલે આપણે જોઈ શકીએ સમજી શકીએ અને વાપરી શકીએ તેવી ઇશ્વરની મહાન શક્તિ

(સ્વર્ગની સુંદરીઓ.)

## ૧૪૩—મારી મોતીની માળા.

બાઈ, ઘરેણા પહેરવા એ આપણા લોકોને નન કેવો આનંદનો વિષય છે? આપણી બહેનપણીઓ ઘરેણામાજ પોતાનું સર્વસ્વ માનેછ દરેક કોમમા દરરોજ જુદી જુદી ફેશનના વસ્ત્રો ને ઘરેણાનાજ રિવાજ વધતા જાયછે ઘરેણા સ્ત્રીઓના સૌંદર્યમા વધારો કરનાર છે, અને તોપણ શુ તેમા પાપ નથી કે? ઘરેણા પહેરવામા પાપ છે, એ વાત લોકો માનશે નહીં અને ઘરેણા પેહેરવાથી પાપ છે, એમ કહેવાથી મારી બહેનો મારી ઉપર ગુસ્સે થશે એ હુ સમજુછુ પણ જો હુ મારી બેનપણીઓના ગુસ્સાની દરકાર કરૂ તો સત્ય લખી શકુ નહીં લોકો માને કે ન માને એ જુદી વાત છે, પણ મને જે સત્ય સમજાય છે તે સ્પષ્ટ રીતે સર્વને સમજાવવુ એ મારી ફરજ છે હુ એમ નથી કહેતી કે મારી બેનોએ પોતાના સૌભાગ્યના અલંકારો કહાડી નાખવા જોઈએ પણ મારૂ કહેવુ એટલુંજ છે કે, પોતાની સ્થિતિ સમજીને માણસોએ ઘરેણાનો લોભ નાખવો જોઇએ પણ આપણે જોઈએ છીએ કે, આ બાબત ઉપર ક્યાંઈ પણ ખાસ ધ્યાન આપવામા આવતું નથી ધણી પાસે ગહ્ના વહીનરૂ કરાવીને પણ, અરે કહો કે તેનું આયુષ્ય લૂટી લઈને પણ ઘરેણા પેહેરવા એ શુ ગુનો નથી? ઘરે

ધૂંના શોખ સારૂં પોતાના પતિની જીંદગીનો ભોગ લેવો, અને તેને સદાય હાયહોયમાંજ રહેવા દેવો, તથા પોતે બનીઠનીને મોટાઈ ભોગવતે શહેરમાં ફરવું, એ શું ગેરવાજબી નહીં કે? પોતાનાં વસ્ત્રાલંકાર માટે ધણીને ઈશ્વર ભક્તિનો વખત પણ ન મળે, એ શું પાપ નહીં કે? આટલા હજાર રૂપીઆનું જરીયાન આપો તોજ સ્ત્રી મળે એ શું જુલમ નહીં કે? ઘરમાં છોકરાંઓને ખાવા માટે દૂધનુ ટીપું ન અપાય, ઘરઘનુ દવાનું ખર્ચ કે શેક કરવા માટે ગરમ કપડાંના ટુકડાનું ખરચ ન ખમાય એટલે ઘરમાં માંદાં પડેલાંઓની પૂરતી માવજત ન રખાય, કપડાં મેલાં પહેરાય પણ ધોબીનું ખર્ચ ન ખમાય, ભેજવાળી અંધારી ઓરડીમાં બિમારી રહે તે ખમાય પણ જરા ભાડું વધારે ન ખરચાય, અને બચ્ચાંની કેળવણી પાછળ પાઈ ન ખરચાય પણ એ બધાંને ભોગે દાગીનાં તો જોઈએ, એ શું પાપ નહીં કે?

બાઈ, તમે કહેશો કે આતો ગરીબોને માટે વાત થઈ પણ શ્રીમંતોને શી અડચણ છે? આપણી શેઠાણીઓ શા માટે ભપકાદાર દાગીના ન પહેરે? બાઈ દાગીના પહેરવાની હું ના નથી કહેતી, પણ મારૂં કહેવું એટલુંજ છે કે પોતાનું હિત સમજીને દાગીના પહેરવા જોઇએ. દાગીના એજ આપણી જીંદગીનું મૂળતત્વ ન બનવું જોઈએ. આપણે સ્પષ્ટતાથી સમજવું કે, ઇશ્વરે જેઓને અધિક સમૃદ્ધિ આપેલી છે, તેઓને કાંઈ ખાસ પોતાનાજ દાગીના માટે એ સમૃદ્ધિ આપેલી નથી. પણ પોતાના શણગારની સાથે જગતને શણગારવા માટે એ સમૃદ્ધિ આપેલી છે. હું જ્યારે મોટાં મોટાં મોતીની માળા પહેરીને મલકાતી મલકાતી ફરતી, અને મોતીની માળાથી હું બહુ શોભી રહી છું એમ જ્યારે મને લાગતું, ત્યારે મને ખબર નહીં કે મારી પડોશમાંજ મારા ગરીબ બંધુઓ મારી માળાના મોતી કરતાં પણ વધારે કીમતી આંસુઓ પાડી રહ્યાં છે. અને એ લુંછાયા વિના પડતાં મોતીથી-આંસુથી મારાં મોતી લજાઈ જાયછે. ત્યારે મને ખબર નહીં કે મારે ગરદન પર મોતીનો ચળકાટ છે, પણ મારાં હૃદયમાં દયાનો ચળકાટ નથી, અને બાઈ તમે વિચાર કરો, કે અંદરના ચળકાટ વિના બહારનો ચળકાટ કેમ શોભી

શકે ? કેમ ટકી શકે ? કેમ કીંમતી થઇ શકે ? અરે હાય હાય ! ત્યારે શું મારી મોતીની માળા કે જેને હું કીંમતી સમજતી હતી, તે મારી મશ્કરી કરાવવાને માટેજ હતી કે ?

મારા હાથની હીરાની બંગડી બહુ ફેશનેબલ હતી. મારા સ્વામીએ મારે સારૂ તે બહુ મોઘી કીંમતે ખરીદી હતી. પણ એ બંગડીના પથરાઓ–હીરાઓ જેટલો પ્રકાશ આપી શકતા તેટલો પ્રકાશ મારા અંતરમાં હતો કે? અરે પ્રભુ ! દયા કર, દયા કર. દુનિયામાં પથ્થર પણ કાંઇક પ્રકાશ આપી શકે, અને અમે માણસો પ્રકાશ મેળવ્યા વિના, તથા પ્રકાશ આપ્યા વિના ખાલી ચાલ્યા જઇએ–ફોકટ ફેરો ખાઈએ, એ શુ દિલગીરીની વાત નહીં કે ? એ શું દયા ખાવા જોગ નથી ? પ્રાચીન દેવાલયોનાં ખંડીએરો કે જેનો જીર્ણોદ્ધાર કરવાની ખરી જરૂર હોય, પાણી વિનાનાં સ્થાનો કે જેની અંદરના ઝરાઓ બહાર આવવાને રમટમી રહ્યા હોય, અને લાચારોનાં પ્રકાશિત આંસુઓ કે જે તેઓના ગાલ ઉપરજ લુંછાયા વિના સુકાઇ ગયાં હોય, તે બધાંઓ મારી બંગડીના હીરાઓ સામુ જોઇને હાસ્ય કરશે નહીં કે ? દિલગીર થશે નહીં કે ? શ્રાપ આપશે નહીં કે ? અને આપણા એકલપેટાપણા માટે–આપણા અજ્ઞાન માટે–આપણી બેદરકારી માટે–આપણા સ્વાર્થીપણા માટે–પ્રભુ પાસે નિષ્ફળ નહી જાય તેવી મુંગી ફરિયાદ કરશે નહીં કે ? જ્યારે આમ થાય ત્યારે મારી હીરાની બંગડીથી મને ફાયદો શું ? શું આપણા દાગીના આપણને બાંધી રાખવાને અને આપણો નાશ કરવા માટેજ હોય કે ?

(સંસારમાં સ્વર્ગ.)

## ૧૪૪—મહારાણી મેરીની દયાની લાગણી અને દાન ધર્મ.

નામદાર મહારાણી **મેરીમાં** જે અનેક સદ્દગુણો છે તેમાં પરમાર્થની લાગણી એ બહુજ મોટો સદ્દગુણ છે. એ ગુણ તેઓની અંદર તેઓનાં ભલાં ને પરોપકારી માતા **ડચેસ ઓફ ટેક** બહુ ધ્યાનપૂર્વક કેળવ્યો હતો,

કારણ કે તેઓ પરમાર્થનાં કામોમાં બહુ આગેવાની ભર્યો ભાગ લેતાં હતાં અને જ્યાં જ્યાં તેઓ જતાં તે દરેક ઠેકાણે પોતાનાં વહાલાં પુત્રી **પ્રીન્સેસ મેને** સાથેનાં સાથે રાખતાં હતાં, તેથી બહુ નાનપણથીજ તેઓની અંદર પરમાર્થની ભાવનાનાં બીજ રોપાઈ ગયાં હતાં.

**પ્રીન્સેસ મે** એટલે આપણાં હાલનાં મહારાણી **મેરી** જ્યારે નાની ઉમ્મરનાં હતાં ત્યારે તેમનાં માતાજી નાતાલની ભેટોના મેળાવડાઓ કરતાં અને તેનું પ્રમુખસ્થાન સ્વીકારતાં હતાં. એ વખતે તેઓ પોતે પોતાને હાથે તથા પોતાની વહાલી પુત્રી **પ્રીન્સેસ મેને** હાથે સુંદર રમકડાંઓ ગરીબ બાળકોને અપાવતાં હતાં અને રાજકુંવરી લેડીઓએ ગરીબોને માટે પોતાને હાથે શીવીને ગરમ કપડાં તૈયાર કરેલાં હોય તે કપડાંઓ ગરીબ લોકોને વહેંચી આપતાં હતાં.

મહારાણીનાં માતાજી જ્યાં રહેતાં હતાં તેની આસપાસનાં ગામડાંનાં લોકોને ગમ્મત આપવાને ખાતર તેઓ વખતો વખત મેળાવડાંઓ કરતાં હતાં, તેમજ સાંસારિક મેળાવડાઓમાં પણ તેઓ ખાસ કરીને હાજરી આપતાં હતાં. આવી રીતે પરમાર્થના કામોમાં ભાગ લેવાની બાળપણથીજ તેઓને ટેવ પડેલી છે એટલે એ ગુણ હવે બહુ ખીલી જાય એ સ્વાભાવિક છે. માટે આપણે પણ આપણાં બાળકોને જો ભલાં બનાવવાં હોય તો તેઓના મનની અંદર નાનપણથીજ પરમાર્થનાં બીજો વાવવાં જોઈએ.

નામદાર મહારાણી **મેરી** જ્યારે નાની ઉમ્મરનાં હતાં અને પોતાની માતાજીની સાથે ગામડાંઓમાં ફરતાં ત્યારે તેઓ સવારના પહોરમાં ગરીબોનાં ઘર જોવા માટે તેઓની ઓળખાણ કરવા માટે, ખાસ ચાહીને જતાં હતાં અને તેઓનું ભલું થાય તે જોવામાં તથા એવાં કામો કરવામાં તેઓને બહુ આનંદ થતો હતો.

શાહજાદી મે બાલકપણમાંજ ગરીબોની ઓળખાણ કરવા જાય ને તેમની મુલાકાત લે તથા તેઓના સુખદુઃખની વાતો સાંભળે અને તેઓને

મદદ કરવાના ઉપાયો લે, એ કંઈ નાનીસુની વાત નથી. આપણા દેશની મોટા ઘરની બાઈઓમાંથી કેટલી બાઈઓ આવાં કામો કરે છે? અને કેટલી બાઈઓ પોતાની પુત્રીઓમાં આવા સંસ્કારો પાડે છે? તે વિચારવા જોવું છે અને રાણીજીના દષ્ટાંતથી તે ખરેખર શીખવા જોવું છે.

**પ્રીન્સેસ મેને** પોતાની કુમારી અવસ્થામાં ખાનગી ખરચ માટે જે કાંઈ પૈસા મળતા હતા તેમાંથી તેઓ અમુક ભાગ જુદો રાખતાં હતાં અને તે રકમનો બાળકોને ભેટો આપવામાં ઉપયોગ કરતાં હતાં. એ સિવાય પોતાને નાતાલમાં નવા વર્ષની જે ભેટો મળે તથા પોતાની જન્મગાંઠને દિવસે પોતાને જે ભેટો મળે તે ભેટોમાં કાર્ડ, ચિત્રો, શીટો અને રમકડાં વિગેરે હોય તે બધું બહુ સંભાળથી સાચવી રાખતાં હતાં. અને પછી યોગ્ય વખતે તેમાંથી ગરીબ માણસોને, માંદા માણસોને તથા અનાથોના આશ્રમમાં તે વસ્તુઓ મોકલતાં હતાં. અને આવી રીતે ગરીબોનાં દુઃખો ઓછાં કરી તેઓના આશીર્વાદ મેળવતાં હતાં.

આપણા દેશના શ્રીમંતોનાં બાળકો પણ જો આવું આવું કાંઇ પણ કરે, તોએ તેઓથી પણ બની શકે તેમ છે. કારણ કે તેઓને પણ દર મહીને ખિસ્સા ખરચ સારૂ કાંઈ કાંઈ પૈસા મળેછે, તથા તેઓને ઘેર રમકડાં, પુસ્તકો, કપડાં વિગેરે પણ હોયછે, એટલે તેઓ જો ધારે તો પોતાના પ્રમાણમાં કાંઈ કાંઈ કરી શકે તેમ છે. અને જેને એવું એવું કરવું ગમે તેવા પણ કેટલાક સજ્જનો હોયછે, પણ વાંધો ફક્ત એટલોજ છે કે આવી રીતે દિશા બતાવનારા, રસ્તા બતાવનારા તથા પાસે રહીને કામ લેનારા માણસો નથી. ને તેને લીધે આવી જાતના પરમાર્થ થતા અટકેલા છે પણ મને આશા છે કે નામદાર શહેનશાહબાનુના જીવનના પરોપકારના દાખલાઓ ઉપલી જાતની અડચણો દૂર કરવામાં બહુ મદદગાર થઈ પડશે, માટે મહારાણી **મેરીના** પરમાર્થની હજી પણ કેટલીક વાતો સાંભળવાની મહેરબાની કરો.

લંડનમાં ઇસ્ટએન્ડ નામે ગરીબ લોકોને રહેવાનો મહોલ્લો છે તે મહોલ્લામાં પ્રીન્સેસ મે પોતાના માતાજી સાથે ગરીબોને દાન આપવા માટે, દુઃખીઆને મદદ કરવા માટે તથા હોસ્પીતાલોની મુલાકાત લેવા સારૂ જતાં હતાં. એ વખતે એવાં રાજવંશી બાઈને જોવા સારૂ ગરીબ લોકો હારદોર બેસી જતાં હતા અને તેમને જોઈને આનંદના ઉભરાથી તેઓ હુરરેના પોકારો કરતાં હતાં. કારણકે તેઓને એવો અનુભવ હતો કે જ્યારે જ્યારે આ રાજવંશી કુટુંબ પધારે છે ત્યારે ત્યારે અમોને કાંઇકને કાંઇક મદદ કરી જાયછે. તેથી તેઓને આવતાં જોઈને ગરીબ લોકો બહુ રાજી થઈ જતાં હતાં.

પ્રિન્સેસ મે પોતાનાં માતાજી સાથે રીચમંડ પાર્કમાં ફરવા ગયાં હતાં, ત્યારે એક વખત ત્યાં કોઈ ગરીબ ડોશી ઝાડ નીચે પડેલાં સુકાં લાકડાં વીણતી હતી. એ વખતે તે ડોશી બહુ થાકી ગઈ હતી અને અતિશય ટાઢ હોવાથી હેરાન થતી હતી. તેને જોઇને મહારાણીજીને તથા તેમના માતાજીને દયા આવી તેથી મહારાણીજીનાં માતાજી **ડચેસ ઑફ્ ટેક** પોતાની છત્રી વડે ઝાડ ઉપરથી લાકડાં પાડી આપ્યાં અને તેમનાં માનવંતાં પુત્રી પ્રિન્સેસ **મે** તે આપણાં હાલનાં મહારાણી પોતાને હાથે લાકડાં વીણવા મંડયાં અને ઝપાટાબંધ લાકડાંનો ભારો બાંધી આપી તે ગરીબ ડોસીને હસતે મોઢે રવાના કરી.

**ડચેસ ઑફ્ ટેક** જેવાં મોટાં માણસો ગરીબ ડોસીને લાકડાં પાડી આપે અને તેમની રાજકુંવરી તે વીણીને ભારો બાંધી આપે, એ કંઈ નાની સૂની વાત નથી. એ દાખલામાંથી જો વિચાર કરે તો આપણી ઘણી બેનોનાં જીવન સુધરી શકે તેમ છે, અને મોટા માણસો પણ કેટલી હદ સુધી દયા કરી શકેછે તથા કેટલી હદ સુધી ગરીબોના દુઃખમાં ભાગ લઈ શકેછે, તે સમજવાનો આ બહુ સારો દાખલો છે.

એક વખત કુંવારાપણામાં મહારાણી **મેરી** પોતાનાં માતાજીની સાથે સેન્ટ મોરીટસ રહેતાં હતાં. એ વખતે તે ગામમાં ઓચિંતી બહુ મોટી

આગ લાગી અને જાણે ક્રમચ્યું આખું ગામ બળીને રાખ થઈ જશે એમ લાગ્યું. તે વખતે નામદાર મહારાણી તથા તેમનાં માતાજી આગવાળી જગામાં ગયાં અને લોકોનાં બળતાં ઘરોમાંથી પોતાને હાથે સરસામાન બહાર કાઢવા લાગ્યાં. હવે વિચાર કરો કે જો આપણા દેશની કોઈ ગાલાવેલી શેઠાણીઓ હોય તો તે ભયંકર આગ વખતે ઉભાં રહે ખરાં કે ? અને પારકા લોકોનો માલ બચાવવા આગમાં બળતાં ઘરોમા જાય ખરાં કે ? મહારાણી તથા તેમનાં માતાજી એટલુજ કરીને અટકી ગયા નહિ પણ જેઓને આગથી નુકશાન થયું હતું તેઓને દિલાસો દેવા માટે તેઓ બીજે દિવસે તેઓને ઘેર ગયાં અને આગથી થએલી નુકશાની માટે મદદ કરવા સારૂ તેઓએ ફંડ ખોલવાની શરૂઆત કરી. શું આ દાખલો અનુકરણ કરવા યોગ્ય નથી ? મહારાણી **વિક્ટોરીઆને** ગાદીએ બેઠાને ૫૦ વર્ષ થયાં તેની ખુશાલી માટે ઇ૦સ૦ ૧૮૮૭માં જ્યુબિલી હતી તે વખતે, પ્રિન્સેસ **મેએ** એટલે આપણાં હાલનાં મહારાણીએ બચ્ચાંઓને ઇનામો આપવા સારૂ ત્રણહજાર રૂપીઆની રકમ ભેળી કરી હતી. અને એ રકમમાંથી ઘણાં બાળકોને જ્યુબિલી વખતે તેઓએ રાજી કર્યાં હતાં. એ પછી મહારાજા એડવર્ડ જ્યારે ગાદીએ બેઠા ને તાજ પહેરવાની ક્રિયા કરી, તે વખતે પ્રિન્સેસ **મેએ** પોતાના માર્લબરો નામના મકાનમાં એકહજાર અનાથ છોકરાંઓને ખાણું આપ્યું હતું. અને એ છોકરાંઓને રાજી રહે તેવો બંદોબસ્ત રાખવા પોતાના ખાનગી કારભારીને ખાસ હુકમ કર્યો હતો તેથી છોકરાંઓને રમતગમત માટે બહુ સારી તજવીજો થઈ હતી અને અનાથ બાળકો બહુ રાજી થયાં હતાં.

નિર્દોષ બાળકો ઉપર, ગરીબ બાળકો ઉપર, કુમળાં બાળકો ઉપર આવો પ્રેમ રાખવો એ બહુ મોટી વાત છે. અને એવા વાત્સલ્ય ભાવને અમે મોટો દૈવીગુણ સમજીએ છીએ અને એ માટે નામદાર મહારાણીના દાખલાથી એ દૈવીગુણ આપણી બેનોમાં ખીલે એમ હું ઇચ્છુંછું.

મહારાણી **મેરીનો** એવો સ્વભાવ છે કે બને ત્યાં સુધી પોતાને માટે કોઈને તસ્દી આપવી નહિ. જયારે તેઓ પોતાના માતાજી સાથે ગામડાંમાં

ફરતાં અને હોટેલોમા ઉતરતાં ત્યારે ખાણું લેવા માટે હમેશાં તેઓ નીચે ઉતરતાં. કોઈ દિવસ ટાઈમમાં ફેર પાડતા નહિ, કે પોતાને માટે કોઈને ખોટી થવું પડે અથવા ખાસ તકલીફ લેવી પડે એમ કરતાં નહિ. તેમની એવી રીતભાત જોઈને અને વીશીવાળાને પણ તસ્દી ન પડે એવી તેઓની કાળજી જોઈને તેમની સાથે એ હોટલમાં રહેવાવાળા બીજા મુસાફરો પણ અજબ થતા હતા. આ ગુણ પણ કાંઈ જેવો તેવો નથી. ઘણીએ શેઠાણીઓ નજીવી નજીવી બાબતો સારૂ બીજાઓને કેટલો બધો કંટાળો આપ્યાં કરેછે, એનો જેને અનુભવ હશે તેઓ મહારાણી **મેરી**ના આ ગુણની કિંમત સમજ્યા વિના રહેશે નહિ. અને સાથે એમ પણ લાગશે કે જ્યારે વિલાયતની શહેનશાહ બાનુ પણ બીજા લોકોને ઓછામાં ઓછી તસ્દી પડે તેવી રીતે વર્તે છે, ત્યારે આપણે બીજાઓને વગર મફતના હેરાન કર્યા કરીએ તે શું વ્યાજબી છે ? અને તેમાં પણ જેને કાંઈ પણ બદલો આપી શકતાં ન હોઈએ તેઓને પણ વગર મફતની તસ્દી આપ્યા કરીએ, એ શુ યોગ્ય છે ? એ સવાલ આપણે આપણા મનને પૂછવો જોઈએ. અને જો એ સવાલ ઉપર આપણે વિચાર કરીએ તો નામદાર મહારાણીના એ ગુણ માટે આપણને માન ઉત્પન્ન થયા વિના રહેશે નહિ

સ્ત્રીઓની શીવણ કામની મડળી નામે એક બહુ મોટું ખાતુ વિલાયતમા ચાલેછે, એ કામ મહારાણીના માતુશ્રીએ પોતાની વૃદ્ધાવસ્થામાં શરૂ કરેલુ હતું. એ મડળી તરફથી શિયાળામા હજારો ગરીબ લોકોને ગરમ લુગડાંની મદદ મળેછે તે મડળના કામમાં નામદાર શહેનશાહ બાનુ બહુ આગેવાની ભર્યો ભાગ લેછે અને બીજી સાધારણ સ્ત્રીઓની પેઠે એ મડળની નિશાનીવાળી પીત પોતાને હાથે બાધીને હાથમા કાતર લઈને કપડા વેતરવા મડેછે પોતે જાતે આ મડળ માટે આટલી બધી મહેનત લેછે એટલુજ નહિ પણ રાજકુમારો તથા કુવરી પણ તે કામમાં મદદ કરેછે, અને બીજાં રાજવંશી પણ એ શીવણ કામની મડળીમાં ભાગ લેછે.

બહેનો ! નામદાર મહારાણી કંઈ આવા એકજ કામમાં ભાગ લઈને અટકી રહેતાં નથી પણ જે છોકરીઓનાં માબાપો કેદખાનું ભોગવતાં હોય તેવી છોકરીઓને રહેવા માટે સારાં મકાનો બંધાવવાના કામમાં તથા કેદીઓની છોકરીઓને નીતિના રસ્તામાં ચલાવવા માટે જે જે ઉપાયો કરવા જોઈએ તે કરવામાં પણ તે નામદાર બહુજ ધ્યાન આપેછે એટલુંજ નહિ પણ તહેવારોને દિવસે એવી એવી છોકરીઓને માટે રાજકુટુંબ તરફથી ઘણી જાતની નાની મોટી ભેટો મોકલવામાં આવેછે અને જેમ બને તેમ કેદીઓની છોકરીઓનું જીવન ઉદ્યોગી તથા પવિત્ર થાય એવા ઉપાયો લેવામાં આવેછે.

પરમાર્થની બાબતમાં આપણા દેશની સ્ત્રીઓએ હજી ઘણુંજ કરવા જેવું છે, કારણકે એ લાઇનમાં હજી આપણી બહેનો બહુજ પાછળ છે અને તેનાં ઘણાં કારણો છે. પણ હવે જેમ જેમ કેળવણી વધતી જાયછે તેમ તેમ ઘણી જાતની અડચણો દૂર થતી જાયછે. એટલે હવે આપણી બહેનો છૂટથી પરમાર્થના કામોમાં ભાગ લઈ શકે એવો વખત આવતો જાયછે. એટલે એવા શરૂઆતના વખતમાં ઉત્તેજન તથા ઉત્સાહ મેળવવા માટે નામદાર શાહેનશાહ બાનુનો દાખલો બહુ અસરકારક થઈ પડશે એમ હું ધારૂંછું. આ પરમાર્થની બાબત એ મારો પ્રિય વિષય છે. વળી એ બાબત એટલી બધી મોટી છે અને નામદાર મહારાણીના જીવનમાં એ બાબત એટલી બધી મુખ્ય છે કે તે માટે જેટલું કહેવા માગીએ તેટલું કહી શકાય તેમછે, પણ આ ઠેકાણે તો બહુ ટુંકામાંજ મુખ્ય મુખ્ય વાતો કહેવાની છે એટલે જાણવા લાયક ઝીણી ઝીણી હકીકતો છોડી દેવી પડેછે.

વિવિધ ગ્રંથમાળા

---

# હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.

## ૧૪૫—હિંદુસંસારમાં સ્ત્રીઓ ઘરની રાણી છે.

સ્ત્રીઓની હિંદુઓને દરકાર નથી એમ કહેનાર એક પણ એવો હિંદુ બતાવશે કે જે સ્ત્રી વિના રહેવાને તૈયાર હોય ? સ્ત્રીઓની દરકાર હિંદુઓને તો જેટલી છે તેટલી ભાગ્યેજ બીજા કોઈ લોકને હશે. ગૃહસ્થાશ્રમને-લગ્નને જે પવિત્રતા હિંદુઓએ અર્પી છે તે કયા બીજા લોકમાં માલમ પડે છે ? અને લગ્ન સ્ત્રીપુરૂષ વગર થવાનાં હતાં ? લગ્નની દરકાર કરનાર, લગ્નને પવિત્ર ગણનાર, સ્ત્રી કે પુરૂષ એમાંથી એકે માટે બેદરકાર કેમ રહી શકે ? હિંદુઓને સ્ત્રીની દરકાર નથી એ ઉક્તિ તદ્દન અર્થ વગરનીજ છે એમ બતાવવા આ એકજ દલીલ બસ ગણુંછું. હિંદુઓને સ્ત્રીઓ માટે માન નથી એ પણ વિદેશીઓ અને વિદેશીઓના વિચારમાં તણાવાનો મોહ અને લોભ રાખનાર દેશીઓના બાહારના દેખાવથી થતી ભૂલોમાંની એક છે. કઈ સ્ત્રી પોતાનું ધારેલું ધણી પાસેથી નથી કરાવી શકતી ! કઈ સ્ત્રી હિંદુસંસારમાં ઘરની રાણી તરીકે નથી સ્વીકારાતી ? કઈ સ્ત્રીની ઇચ્છાને તાબે ઘરના પુરૂષોને નથી થવું પડતું ? હિંદુના ઘરનો અંદરનો અનુભવ હશે તે તો કબૂલ કરશેજ કે સ્ત્રીઓ માટે માન નથી એમ નથી. અલબત, કેટલીક બાબતોમાં સ્ત્રીને પૂછાતું નથી, અગર પૂછાય તો પણ તેના મત પ્રમાણે ચલાતું નથી એવું બને છે. પણ જો મોટાં મોટાં સામ્રાજ્યમાં પણ સમ્રાટના મતને એક બાજુ રાખી યોગ્ય લાગતા માર્ગનું ગ્રહણ કરવામાં સમ્રાટનું માન નથી એમ ન કહેવાય, તો પછી હિંદુસંસારમાં તેવું શા માટે કહેવું ? જે બાબતમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોની મતિ વધારે પહોંચતી હોય, જે બાબતનો વિચાર પુરૂષો વધારે સારી રીતે કરી શકે છે એમ મનાતું હોય તેવી બાબતમાં પુરૂષો પોતાના મત પ્રમાણે કરે તો તેથી સ્ત્રીઓ માટે માન નથી એમ કહેવું એ કોઈપણ રીતે વાજબી નથી.

## સ્ત્રીસંસાર.

વર્તમાનકાળમાં બે જાતના વિચારોનું યુદ્ધ પ્રવર્તી રહ્યું છે એ કાંઈ નમારી જાણ બહાર નથી. એક જાતના વિચારો એવા છે કે સ્ત્રીઓને હિંદુસ્થાનમાં પુરૂષોના જેટલા હક નથી; સ્ત્રીઓની હિંદુઓએ દરકાર કરી નથી, સ્ત્રીઓ માટે હિંદુઓને માન નથી. સ્ત્રીઓની દશા દયાપાત્ર છે; એક પ્રસિદ્ધ લેખક એક બાઈના મુખે કહેવરાવે છે કે "નરજાત સુખી હશે આદિ કદી મ્હાલતી સ્વચ્છંદથી, પણ નારીને રોયા વિના નહિં કર્મમાં બીજું કંઈ." આવા વિચાર એક વખત સર્વવ્યાપી હતા. હું આશા રાખું છું કે હાલમાં તે તેટલા બધા સ્વીકારાતા નથી. હિંદુસ્થાનના લોકોમાં-શું પુરૂષ કે શું સ્ત્રી-કોઈમાં હકનો તો વિચાર સરખો નહોતો. હકને માટે શુદ્ધ ગુજરાતી કે સંસ્કૃત શબ્દ પણ નહિં મળે કારણ તે વિચારજ આર્યધર્મમાં હયાતી ધરાવતો નથી. હિંદુઓ તો પોતાનો ધર્મજ-ફરજજ-સમજતા-હકની વાત તેઓના લક્ષમાં આવેલીજ નહિં. જે હકના ખ્યાલનીજ હયાતી નહોતી, તો પછી 'સ્ત્રીઓને પુરૂષો જેટલા હક નહોતા' એ કહેવું અયથાર્થ છે. પુરૂષોને ધર્મ હતા-ફરજ હતી, તેમજ સ્ત્રીઓને પણ ધર્મ હતા ફરજ હતી; સ્ત્રીઓ પોતાના ધર્મ સારી રીતે પાળતી, પુરૂષો પોતાના ધર્મ સારી રીતે પાળતા; બંનેના ધર્મ સારી રીતે પળાતા હોવાથી આપણો હિંદુસંસાર સારી રીતેજ ચાલતો. જ્યારે પુરૂષો ધર્મ ભૂલ્યા, ત્યારે સ્ત્રીઓ પણ ધર્મ ભૂલી. સ્ત્રી અને પુરૂષના ધર્મ ભૂલાયા એટલે સંસાર અવ્યવસ્થાઓમાં ફસાયો અને એક વખત અવ્યવસ્થા અંધેર શરૂ થાય, પછી તેને ઠેકાણે લાવતાં કેટલી મુશ્કેલી પડે છે એ તો ઇતિહાસના વાંચનારાઓ તો જાણેજ પણ ઘરસંસારનો અનુભવ મેળવનારાઓ પણ સારી રીતે જાણી શકે તેવું છે. અંધેરના વખતમાં, અલબત્ત, ઘણા અનાચાર અને અત્યાચાર હતા, પરંતુ શાંતિનું રાજ્ય થતાં હવે એવો કોઇ હિંદુ ભાગ્યેજ હશે કે જે સ્ત્રી પુરૂષના ધર્મ સંબંધે યોગ્ય સ્વીકાર નહિં કરતો હોય.

## સ્ત્રી અને પુરૂષની કેળવણીમાં ભેદ રહેવો જોઇએ.

ખાસ કેળવણીની વાત આવે ત્યારે કામકાજની ભિન્નતા પ્રમાણે,-ધંધા-રોજગારની ભિન્નતા પ્રમાણે, અને બુદ્ધિ શક્તિની ભિન્નતા પ્રમાણે ખાસ કેળવણી આપવી જોઈએ. આવી કેળવણી સ્ત્રી અને પુરૂષને માટે જૂદી જૂદી હોય. સ્ત્રી અને પુરૂષમાં પણ જેને જૂદાં જૂદાં કામ કરવાં હોય તે પ્રમાણે જૂદી જૂદી જાતની કેળવણી મળવી જોઈએ. શિક્ષક થવું હોય તેને શિક્ષકની, વકીલ થવું હોય તેને વકીલની, વેપારી થવું હોય તેને વેપારીની, કારીગર થવું હોય તેને કારીગરની, એમ ધંધા પ્રમાણે ખાસ કેળવણી મળવી જોઈએ; સ્ત્રી અને પુરૂષના ધંધા ભિન્ન છે. સ્ત્રીને ગૃહસંસાર ચલાવવો છે અને પુરૂષને તેને માટે સાધનો પેદા કરવાનાં છે માટે તે પ્રમાણે તેમની કેળવણીમાં ભેદ રહેવોજ જોઇએ. જે સ્ત્રી લગ્ન કરવા ઇચ્છતી ન હોય, અને એકલું જીવન ગાળી પુરૂષ પેઠે ધંધાદારી થઈ રહેવા ઇચ્છતી હોય તેવીને તેવી જાતની ખાસ કેળવણી આપવામાં, પુરૂષોની પેઠેજ કેળવણી આપવામાં-વાંધો કાઢી શકાશે નહિં. આ વ્યવસ્થા ધ્યાનમાં રાખી જો કેળવણી વિષે વિચાર કરવામાં આવશે તો ઘણી તકરારો આપોઆપ શમી જશે. તમે બધાં ઘરમરી, ગૃહસ્થો છો. આપણા સંસારમાં સ્ત્રીમાત્ર ગૃહસ્થીજ બને અને કુંવારી ડોશીઓનો દેખાવ કદી જોવામાં આવે નહિં! અને તેથી બધાંને ઘરસંબંધે ખાસ કેળવણી જોઈએ. જેને ન મળી હોય તેણે નિશ્ચય કરી હળવે હળવે લેવાની શરૂઆત કરવી જોઈએ.

## ચતુર સ્ત્રી નાની ઓરડીને પણ સુંદર રાખે છે.

દરેક સ્ત્રી પોતાની શક્તિપ્રમાણે, પૈસાસંબંધી શક્તિપ્રમાણે પોતાનાં નાનાં ઘરને શોભાવી શકે છે, એક નાની સતી ઓરડી અને રાંધવા ખાવાના ચાર વાસણ જેટલીજ જેની સંપત્તિ હોય છે તે પણ પોતાની ઓરડીને આઠદસ દહાડે ધોઈ, હરહંમેશ વાળીઝાડી, અરીસા જેવી સ્વચ્છ અને સુઘડ બનાવી શકે છે. પોતાનાં ચાર વાસણને માંજી એવાં ચકચકીત બનાવી રાખે

છે કે તે જોનારની આંખને આકર્ષી, ઠારી દે છે,' અને તેમાં જમનારને જમણમાં અમૃતનો સ્વાદ બક્ષે છે, પોતે અને પોતાનાં કુટુંબને વાપરવાનાં વસ્ત્રો એવાં તો સ્વચ્છ, સાબુ વગર પણ હંમેશાં નિયમીત રીતે, અને હાથને જરા તસ્દી આપીને ધોઈ ધોઈને, એવાં સ્વચ્છ રાખી શકે કે તે પહેરનાર હલકા હલકા અને સ્વચ્છ સંતુષ્ટ બની રહે છે. ગૃહની શોભાનો આધાર ઉપકરણ-ફરનીચર ઉપર નથી-તેનો આધાર સ્વચ્છતા અને વ્યવસ્થા ઉપર છે. ઘણાં ઘણાં સુંદર સાધનો હોવા છતાં સ્વચ્છતા અને વ્યવસ્થાને અભાવે કેટલીકવાર મોટા બંગલાઓ પણ જોવા ન ગમે તેવા હોય છે તથા સ્વચ્છતા અને વ્યવસ્થાને અભાવે એક નાની ઓરડી, જેને ધોળાં વાળતાં પા કલાક પણ ન લાગે, તેની અંદર ઉભું પણ ન રહી શકાય તેવી હોય છે. ગૃહની શોભાનો આધાર, ત્યારે, સ્વચ્છતા અને વ્યવસ્થા ઉપરજ છે. જેની જેવી શક્તિ હોય, જેનાં જેવાં સાધન હોય તે પ્રમાણે દરેક ગૃહિણી પોતાનાં ઘરની શોભા રાખી શકે છે. શક્તિ પ્રમાણે સૌનું ઘર બને તેવું સુંદર છે કે કેમ એ વિચાર દરેક ગૃહિણીએ કરવો ઘટે છે.

## ઘરની શોભા ઉત્તમ ગૃહિણી.

આ વાત ઘરની બાહ્ય શોભાની થઈ; પણ તે શોભા કરતાં પણ અનેક ગણી શોભા ઘરની અંદર રહેનારાંના ચિત્તની સ્થિતિપરથી બની રહે છે. બાહ્ય શોભા ગમે તેવી ઉત્તમ હોય, પણ માણસોનાં મન જો અસ્વચ્છ હોય, અસંતુષ્ટ હોય, દુઃખી હોય, વઢકણાં હોય, સુક્ષભ-કલેશ હોય તો પછી બાહ્ય શોભા બધી નકામીજ થઈ જાય. ચિત્તની શોભાનો આધાર પણ ગૃહિણી ઉપર છે. ઘરના ધણી ઉપર પણ છે અને ઘણો તેના ઉપરજ ગણવો જોઈએ. પરંતુ અત્યારે આપણે સ્ત્રીસંસાર વિષે વાત કરીએ છીએ એટલે સ્ત્રીઓના હિસ્સાનીજ વાત કરીશું. સ્ત્રીઓ, ગૃહિણીઓ, હસમુખી, આનંદી, બીજાના દોષ તરફ દુર્લક્ષ કરનાર, બીજાના ગુણોને પ્રકટ કરનાર, હંમેશાં

ખુશી કરવાની અને ખુશી થવાની તત્પરતાવાળી અને નરમ છતાં ટેકી. ગરમ છતાં વિવેકી તથા સ્વાર્થત્યાગી અને આત્મભોગમાં હંમેશાં અનુરાગી હોય તો ઘરનાં માણસોનાં મન ઘણું કરી ખુશમિજાજી અને સંતુષ્ટ રહેછે, અને તેમ થવાથી ગૃહની શોભામાં અનેક ઘણો વધારો થાય છે.

---

# મુ. કુન્દરામ. નિત્યારામ.

## ૧૪૬—અનન્ય સ્વામીભક્તિ.

જુઓ ! આપણા ભારતવર્ષમાં પૂર્વે સીતા, સાવિત્રી, અરૂંધતી, લોપા મુદ્રા, દમયંતી વગેરે જે મોટી મોટી સાધ્વી સ્ત્રીઓ થઈ ગઈ તેમની કીર્તિ અદ્યાપિ ભરતખંડમાં ચંદ્રિકા પ્રમાણે નિષ્કલંક ઝળકે છે તે શાથી ? તેઓ પોતાના પતિનાં છેક તત્પર ભક્ત હોઈ એકદ પ્રેમાળ હતાં તેથીજ. લોપામુદ્રા રાજ કન્યા હતી. અને અગસ્ત્ય ઋષિનું ઐશ્વર્ય જોઇએ તો પલાશના લાકડાનો દંડ, કમંડલુ, ઝાડની છાલનાં વસ્ત્ર તથા ઝુંપડી એટલુંજ પરંતુ લોપામુદ્રાએ પોતાનું લગ્ન તેની સાથે થતાંજ પોતાના બાપે સાસરવાસામાં આપેલો બાદશાહી પોશાક અમૂલ્ય મણી, ઘરેણાં વગેરે સઘળું તત્કાળ દૂર કરી પોતાના પતિની સ્થિતિને અનુરૂપ ઝાડની છાલનો પોશાક પહેર્યો અને સર્વ રાજભોગ ઉપર નિઃસ્પૃહ થઇ પોતાના પતિની પાછળ પાછળ સિંહ, વાઘ વગેરે ભયંકર પશુથી ગાજી રહેલા અરણ્યમાં ગઈ! તેવીજ સવારના પહોરમાં સંભારવા લાયક રમણીય કુલશિરોમણી પતિવ્રતા સીતા. બાળકથી તે વૃદ્ધ સુધી સર્વને એની કીર્તિની ખબરજ છે. તેને ઉપમા આપવા લાયક જગતમાં કોઇનીજ યોગ્યતા નથી. જેને જન્મ આપી ભારતભૂમિએ 'રત્નગર્ભા" એ નામ મેળવ્યું કર્યું, તે સર્વમાન્ય સીતા નવસ્ત્રિાહિત છતાં, સૂર્યના તડકાથી, ટાઢથી, પવનથી, તથા સૃષ્ટિથી ઉત્પન્ન થનાર અસહ્ય કલેશનો તેને સ્વપ્નમાં પણ અનુભવ થયેલો ન છતાં, પિતાના સત્યનું પાલન કરવા માટ

ચૌદ વર્ષ સુધી વનવાસ જનાર પોતાના પતિની સાથે "ન આવીશ" "ન આવીશ" કહેતાં પણ ક્રૂર રાક્ષસોનું ઘર જે દંડકારણ્ય તેમાં રહેવા ચાલી! આહા! તે વખતે સીતાને પોતાની મેળે ઝાડની છાલનું લુગડું પહેરતાં આવડતું નહોતું. તે વખતે તેણે શું કર્યું! તેણે તે વસ્ત્ર હાથમાં લઈ આંસુ ભરેલી આંખે રામચંદ્ર તરફ જોયું. અને રામે જાતે તે વસ્ત્ર પોતાની પ્રિય પત્નીને પહેરાવ્યું. તરતજ પિતાને વંદન કરી વનવાસ જવા સારૂ નીકળેલા રામની પાછળ, આવી શોચનીય દશામાં રાજમાર્ગે તે ઘણા હર્ષથી ચાલી. તે દુઃખનો દેખાવ જોઈ પથ્થર સરખા કઠણ કાળજાના માણસથી પણ રોયા વિના રહેવાયું નહીં. પરંતુ સીતાને જરા પણ દુઃખ નહોતું. તે એવું સમજતી કે તેના પતિની સાથે તે નરકમાં હોય તોપણ તેને સ્વર્ગનું સુખ છે તથા તેને છોડી સ્વર્ગમાં હોય તો પણ તે નરકમાંજ છે. આહા! શો પ્રેમ આ! કેવી પતિભક્તિ! ખચીત આવો પ્રેમ તથા પતિવ્રત જેનામાં હતું તે સુખીજ હતી. આગળ માત્ર વનવાસથીજ તેનો છુટકારો થયો શું? નહિ. જેટલી જેટલી વિટંબણાઓ હતી તે બધી દૈવે તે બિચારી સીતા; ઉપર પાડી, પરંતુ છેવટે તે કઠોર દૈવને પણ સીતાએ પોતાના પતિપ્રેમથી તથા ધૈર્યથી અવધિ કરી બતાવી!! લોકોના અપવાદથી બીહીને પતિએ વનમાં તેનો ત્યાગ કર્યો, ત્યારે તે નિર્જન વનમાં છોડેલી નિરપરાધી પૂર્ણગર્ભા સીતાનું સ્મરણ થતું ત્યારે કેવું થતું વારૂ! ભવભૂતિના કહેવા પ્રમાણે "अपि ग्रावा रोदित्यपी दलति वज्रस्य हृदयम्" પથ્થરોને પણ રડતું આવેછે અને વજ્રનું હૃદય પણ દુઃખથી ભાંગેછે"!!! પરંતુ આવે સમયે પણ સીતાનો પતિ ઉપરનો પ્રેમ તથા પતિવ્રત લેશ માત્ર પણ ઓછું થયું નહિ. પોતાનો અપરાધ ન છતાં પતિએ ત્યાગ કર્યો માટે તેણે રામને દોષ દીધો નહિ. પોતાનું નશીબજ એવું ખરાબ છે એમ માની ધૈર્યથી લક્ષ્મણ સાથે રામને તેણે નીતિનાં તથા ધર્મનાં વચનો કહેવરાવ્યાં. "મને તમે છોડી છે તોપણ હું તમારીજ દાસીછું. બીજી પ્રજા પ્રમાણે આ વનમાં મારૂં રક્ષણ કરનાર તમેજ છો તથા તમારી સત્કીર્તિ હું સાંભળીશ

એટલે મને સુખ થશે." એવો સંદેશો કહેવરાવ્યો ! ! આહા ! શું ધૈર્ય અને કેવું મહત્વ આ ! ખરેખર આવી સાધ્વી જે દેશમાં ઉત્પન્ન થઈ તે દેશ ગમે તેટલો નાનો તથા દુર્દશામાં હોય તોપણ આખા જગતમાં વંદ્ય છે. આપણો ભારતવર્ષ હાલ ઘણી ખરાબ અવસ્થામાં આવી પડ્યો છે, પરંતુ અમે મોટા અહંકારથી આકાશને ગજાવી નાખનાર સ્વરે મોટેથી લોકોને કહીએ છીએ કે અમારા ભારતવર્ષમાંનું સાધ્વી સીતા સરખું સ્ત્રીરત્ન બીજા કોઈપણ દેશમાં નીપજ્યું નથી ! ! ભારતવર્ષ બીજા સઘળા ગુણોમાં બીજા દેશોથી ઉતરતો હશે પણ સીતા જેવી સતી સ્ત્રીઓની કીર્તિમાં તેની બરાબરી કરી શકે એવી અદ્યાપિ કોઈ પણ દેશની યોગ્યતા થઈ નથી. તે પ્રમાણેજ દમયંતી, સાવિત્રી, વગેરે જે મોટી મોટી સાધ્વી સ્ત્રીઓ થઈ તેમનાં પણ ચરિત્ર છે. માટે જે સ્ત્રીઓને પોતાની જાતિની મોટાઈ વધારવાની ઇચ્છા હોય તેમણે ઉપર કહેલી સાધ્વી સ્ત્રીઓનાં ઉદાર તથા પવિત્ર ચરિત્રનું પોતાના આચરણથી પુનરુજ્જીવન થાય તેમ કરવું.

(સ્ત્રી ધર્મનીતિ.)

---

# બહેચરલાલ નટવરજી.

## ૧૪૭—પુત્રવધૂનાં ધર્મ.

હવે, આપણે પુત્રવધૂના ધર્મપતિ વળીએ. હિંદુ સંસારમાં પાશ્ચાત્ય પ્રજાની સમાન લગ્ન થયા પછી પુત્ર જુદું ઘર માંડતો નથી, પરંતુ પરિણીત વધૂ શ્વશુરગૃહમાં આવે છે. માતાપિતા અને પુત્ર વચ્ચેનો સંબંધ પ્રભુના ઘરનો છે; અને એ ઇશ્વરી સંબંધ ઉપર પુત્રનાં કર્તવ્યો રચાયાં છે. સાસુ સસરા અને પુત્રવધૂ વચ્ચેનો સંબંધ કરેલો છે, તોપણ અન્યોન્યનાં કર્તવ્યો કમી નથી. પરણ્યા પછી પિતાનું ગૃહ મટીને શ્વશુરગૃહ સદાને માટે પુત્રવધૂનું ગૃહ થાય છે. આમ હોવાથી, જે ગૃહમાં આખું જીવન વ્યતીત

કરવાનું તે શૂદના મનુષ્યો પ્રતિ પ્રેમભાવ દર્શાવવો, તેમને ઉપયોગી થઇ પડવું, અને તેમને પ્રસન્ન રાખવાં તેમાંજ તેનું સુખ સમાએલું છે એ વાત સ્પષ્ટ છે. આ પ્રકારે કેવળ વ્યાવહારિક દૃષ્ટિથી વિચાર કરીને આપણે વિરમીશું નહિ, પરંતુ શાસ્ત્રની દૃષ્ટિએ પણ યત્કિંચિત વિચાર કરીશું. આપણા શાસ્ત્રોમાં પુરૂષ અને સ્ત્રી એ બન્નેની એક વ્યક્તિ કલ્પેલી છે. સ્ત્રી એ પુરૂષનું અડધું અંગ છે એવું વેદવચન છે. વળી, સ્ત્રી પુરૂષ અન્યોન્યનાં પૂરક ( Complementary ) છે. જે ન્યૂનતા પુરૂષમાં હોય તે સ્ત્રી પૂરે અને જે ન્યૂનતા સ્ત્રીમાં હોય તે પુરૂષ પૂરે. આમ હોવાથી સ્ત્રી પુરૂષનું જોડું તે એક પૂર્ણ વ્યક્તિ છે. આ દૃષ્ટિએ પ્રસ્તુત પ્રશ્નનો વિચાર કરતાં **પુત્રના ધર્મ તેજ સ્થિતિ અનુસાર પુત્રવધૂના ધર્મ છે.** એજ દૃષ્ટિએ સાસુ અને સસરાને પુત્રવધૂએ માતા અને પિતા સમાન ગણવાનાં છે. આપણા શાસ્ત્રમાં પાંચ પ્રકારનાં માતાપિતા ગણાવેલાં છે તેમાં સાસુ અને સસરા આવી જાય છે. પતિના ધર્મ તેજ આ બાબતમાં સ્થિતિ અનુસાર પત્નીના ધર્મ હોવાથી પુત્રવધૂએ સાસુ સસરાની આજ્ઞાઓ પાળવાની છે, એટલુંજ નહિ, પરંતુ તેમની ઇચ્છાઓ પ્રમાણે વર્તવાનું છે. વળી, તેમની મનઃપૂર્વક સેવા કરવાની છે અને તેમના પ્રતિ અથાગ પૂજ્યબુદ્ધિ રાખવાની છે. **અન્યોન્યના ધર્મકાર્યમાં સહાયક થવાનો સ્ત્રી પુરૂષનો ધર્મ હોવાથી સ્ત્રીએ પોતાના પતિના પુત્રધર્મના પાલનમાં બાધક તો નજ થવું જોઇએ, પરંતુ સાધક થવું જોઇએ.** મારે સાસુ સસરાની આજ્ઞાઓ મને રૂચતી નથી, કિંવા મારા હિતથી તે વિરૂદ્ધ છે, એ વિચાર પુત્રવધૂએ કરવાનો નથી; માત્ર તે ધર્મ કે નીતિની વિરૂદ્ધ નથી એટલુંજ જોવાનું છે. શ્રીરામચંદ્રજી જ્યારે પોતાના પિતાને વચનના ઋણમાંથી મુક્ત કરવા વનવાસ જવા સારૂ નિકળ્યા, ત્યારે સીતાના સુખના સર્વ મનોરથ ભગ્ન થયા; તદપિ એક શબ્દ તેમણે ઉચ્ચાર્યો નથી, અને "મારા સ્વામીનો ધર્મ એજ મારો ધર્મ" એ ઉદાત્ત આર્ય ભાવનાને અનુસરી તેમણે પ્રસન્ન ચિત્તે વલ્કલ પહેર્યાં અને નીકળતી વખતે શ્રી રામચંદ્રજીની સાથે કૈકેયી માતાને પ્રણામ કરવા ગયાં, એ વાત આધુનિક પુત્રવધૂઓએ વિસરવી જોઇતી નથી. સતી સાવિત્રીનું આખ્યાન

એત તો સારી છે, પણ હું તમારી પાસે એક ચીજ માગવા આવીછું તે આપ્યા વગર નહીં ચાલે. સાસુજીએ બેઠાં થઈને કહ્યું કે વહુ લગ્ન પછી આજેજ મારી પાસે માગવા આવ્યાં છો તો મારાથી અપાય તેવું હશે તો તમને આપીશ. એટલે મેં કહ્યું કે તમારાથી અપાય તેવુંજ છે. કાલથી ભટને રજા આપો. એટલે સાસુજીએ મારે વાંસે હાથ ફેરવીને કહ્યું કે વહુ ભટને રજા આપવાની જરૂર નથી. પરમેશ્વરની મહેરબાનીથી આપણે ભટ રાખી શકીએ તેમ છે અને તે દિવસે મેં તમને કહ્યું તેમાં ખોટું લગાડશો નહિં. એ તો દરેક બૈરાંને રસોઈ કરતાં તથા ગૃહવ્યવસ્થા શીખવું અવશ્યનું હોવાથી અને તે વાતની આવડત તને ન હોવાથી મને ખોટું લાગ્યું તેથીજ મેં તને કહ્યું. હવે તને આવડયું જાણી મને સંતોષ થયો. ને ભટને હું રજા આપવાની નથી. મેં ધીરેથી કહ્યું ના સાસુજી એમ નહીં ચાલે, મારું માગ્યું તમારે આપવું પડશે. કાલથી રજા આપો. તમને પ્રભુએ પૈસા આપેલા છે ને બીજા કામમાં ખરચજો. પણ મારી આટલી ઇચ્છા તો પુરી પાડવીજ પડશે. આખરે મારા સાસુજીએ ભટને રજા આપવા હા કહી ને મારું ધાર્યું થયું.

હમણા અમે વસ્તારી થયાં છીએ. અને વૃદ્ધ સાસુજી પોતાના ત્રણ પૌત્ર ને બે પૌત્રીને આખો દિવસ પોતાની નજર આગળથી ખસેડતાં નથી. અને હું પણ રાંધી પરવારીને ઘર સાફસુફ કરી સાસુજી પાસે બેસીને ઘણા હેતથી માસીજીને યાદ કરીને સાસુજીને ઘણી વખત કહુંછું કે માસીજીને લીધેજ મારો ને મારે લીધે મારી નાની બ્હેન પ્રેમપ્રતિમાનો સંસાર સુધર્યો. કેમકે તેને મેં મારી પાસે રાખીને બધું શીખવ્યું, તેથી એ પોતાને સાસરે સુખી છે. ને હું પણ આનંદમાં દિવસ ગુજારીને માસીજીને હરવખત યાદ કરછું, ને પરમેશ્વર તેમને સદા સુખી રાખે એમ હું રોજ પ્રાર્થના કરછું. સાસુજી તથા સ્વામીજી ઘણી વખત મને કહે છે કે મનોરમા તે દિવસે તેં રાંધ્યું હતું તેવું ફરી એકવાર રાંધ. એ વાત સંભારીને અમે ઘણાંજ હસીએ છીએ ને મારા ત્રણ છોકરા તથા બે છોકરીને પણ તે સાંભળીને આશ્ચર્ય થાય છે.

**સુંદરીસુબોધ.**

# સ્વ. સૌ. વિજયાલક્ષ્મી.

## ૧૫૬—સુવર્ણમાળા.

દરેક સ્ત્રી, પછી ગમે તેટલી તે કેળવાએલી હોય પણ તેણે યાદ રાખવું કે પોતાના પતિનો પ્યાર તે એક અમૂલ્ય જવાહીર છે તે મેળવવાને દરેક રીતે યત્ન કરવો, તે સાચવી રાખવાને પણ યોગ્ય થઈ યત્ન કરવો; કે મરણ પછી પણ એ પ્યારરૂપી જવાહીરનો વારસો આપણા બાળકને મળે.

દરેક રંક યા રાય, વિદ્વાન કે સામાન્ય, પણ સદ્‌ગુણી ગૃહિણીના જીવનની શ્રેષ્ટતા માત્ર તેણે મેળવેલા પતિપ્યારથીજ છે, પતિ એજ જેનું જીવન છે, પતિ એ જેનાં પ્રાણનોએ પ્રાણ છે તેને પછી કદીએ પતિનો દરજ્જો કે તેના પૈસા કે વૈભવ સત્તા કે વિદ્વત્તાનો વિચાર આવતો નથી, અને હું કહીશ કે તેજ સ્ત્રી સાચી સતી છે.

પોતાની જીવનવેલ પતિનાં જીવનવૃક્ષમાં સંકેલવી તેના કરતાં અધિક ઉત્તમ તે શું હોઈ શકે ? વિશ્વસમૃદ્ધિ પતિપ્રેમ આગળ જે તુચ્છ ગણી તજે છે તેનેજ ધન્ય છે. પત્નીપ્રેમની કીંમત તેવે સમયેજ થાયછે.

સીતા, સાવિત્રી, દમયંતી, ને અનસૂયા, એ સર્વ આર્યાવૃત્તનાં સ્ત્રી રત્નોએ પોતાના પતિવ્રત માટે પ્રાણ આપ્યા છે. શીયળ માટે ઘણાં દુઃસહ દુઃખો સહન કર્યાં છે. તે મહાન સતીઓએ રાજા મહારાજાનાં વૈભવ ત્યાગ કરીને જંગલમાં મંગળ કરીને મઢૂલીમાં સુખ કેળવી પતિથી આનદ ભોગવ્યોછે.

જગતમાં અક્ષય કીર્તિસ્થંભ તેમણેજ રોપ્યા છે, કરમાય નહિ તેવા અક્ષય કીર્તિ કુસુમોની માળા તેમના કંઠેજ હતી,-તેમને થઈ ગએ ઘણાં વર્ષો વહી ગયાં છે. પણ હજુ એ ભારત ભૂમિમાં તેમની યાદ તેવી ને તેવી તાજી છે. શું તે ભુંસાય તેવી છે ?

સ્ત્રીની અંદર એક દૈવી ગુણ છે તેનું નામ "પ્રેમ" કે કંઈ અન્ય હોય પણ તે સર્વ જગતથી જુદી છે. કારણ જો કોઈ ચતુર પુરૂષ સ્ત્રી

પસંદ કરે તો તે કયા ગુણને માન આપેછે? રસોઈ આવડવી, ભરત ચિત્રનું કામ, એ ત્રણ ભાષાઓનું જ્ઞાન, ગાનાં બજાવતાં, નર્સ થવું, સુંદર છોકરાંને જાળવવાં, વગેરે આવડતમાંના કયા સદ્‌ગુણને પસંદ કરે છે? પણ સ્ત્રી કે પુરૂષ ઉભય પોતાની પસંદગી તો આત્મા ઓળખી કરે છે. "આત્મા ઓળખે તે વર નહિ તો પર" તેવી રીતે બાહ્ય સમૃદ્ધિનાં સાધનો કંઈપણ કામ આવતાં નથી પણ એક હૃદય, આત્માજ ઉપયોગમાં આવે છે, માટે પતિ-પત્નીએ સદ્વર્તન રાખી હૃદય—આત્મા નિર્મળ રાખવાની જરૂર છે.

ઘણાંએ કેળવાએલાં દંપતી પણ એક બીજાને વાસ્તે ઘણીવાર અસંતોષી રહે છે. પણ હું ધારૂં છું કે જો તે એક બીજાનાં નિર્મળ હૃદયમાં પોતાનું પ્રતિબીંબ જુએ તો પછી તેવી ફરિયાદ રહે નહિ, ને મનભેદ પણ થાય નહિ. હિંદુસ્થાનમાં બાળલગ્નથી એક જાતનાં નહિ પણ અનેક જાતનાં કજોડાં થાયછે. મનના, તનના, વિદ્યાના, વયના વિત્તનાં ને વિચારનાં અનેક કજોડાં! પણ કેળવાયલાંએ પોતાનો સંસાર સુધામય કરવાને વાસ્તે, એક બીજાનાં દોષ કાઢીને કુસંપ પેદા કરવા કરતા, તેને અનુકૂળ થવું તે શ્રેષ્ટજ છે.

અક્ષમત્ત જ્યાં સદવર્ત્તન નથી ત્યાં તો કશું નથી, એમજ મારૂં તો માનવું છે; માટે પતિનો પ્રેમ મેળવી ગૃહરાજ્યનાં રાણી થવા સદ્‌વર્ત્તન સ્ત્રીઓને તો ઘણાજ કામનું છે. સ્ત્રીમાં ભલે કદી ઘણી ચતુરાઈ ને ઘણી આવડત હોય પણ સદ્‌વર્ત્તન વિના તે નકામી છે. માટે ગૃહરાણી ગૃહ—સચીવ સ્ત્રીએ અવસ્ય સદ્‌વર્ત્તનશાળી થવુંજ જોઇએ.

સ્ત્રીઓનાં સદ્‌વર્તનમાં શીયળ તે મૂખ્ય છે. શીયળ વિના સર્વ કાંઈ તુચ્છ છે. માટે મનની દઢતાએ સંપૂર્ણ રીતે શીયળ પાળવું ને બીજા પણ અનેક સદ્‌ગુણોનું સ્ત્રીઓએ પાલન કરવાનું છે. શીયળ વિનાની સ્ત્રી અમાસ રાત્રી કરતાંયે ભયંકર છે. તેની આવડત, તેના બીજા ગુણો, તેની વિદ્યા કે તેનું સૌંદર્ય સર્વ નકામુંનકામુંજ છે!

શરીર સૌંદર્ય એ કંઈ બહુ મોંઘી ને માનલાયક ચીજ નથી. તે તો એક હલકામાં હલકી સ્ત્રી પાસે પણ હોય છે. પણ પતિપ્રેમ જે ઉમદા સદ્વર્તનનો ગુણ છે એ એક મોંઘામાં મોંઘી ચીજ છે, કારણ તે કવચીતજ મળી આવે છે. જ્યાં તે છે ત્યાં સ્વર્ગનાં સુખ હેઠાં ઉતરે છે.

સ્ત્રીઓએ જેટલો શ્રમ સૌંદર્ય માટે લીધોછે ને લે છે, તેના જેવો શ્રમ જો સદ્વર્ત્તન માટે લીધો હોત તો ખરેખર ભારત ભૂમિ પ્રાચીનપણાનું તેજ હજુ ધારતી હોત. પણ અફસોસ! આજ કાલતો નવાં નવાં ફેશન વાળાં લુગડાં, ઘરેણાં પહેરીને પરી થઈને પુરૂષોમાં વખણાવાનું મન સર્વને થાય છે. સાબુ, સેન્ત, સુગંધી તેલો, સાડીઓ, પોલકા, પાઉડર, બુટ, છત્રી, કંઈ કંઈ વધી પડયું છે, જેથી હિંદનું હતભાગ્ય પણ વધ્યું છે!

વળી આધુનિક ગરમ પાણીનો રિવાજ પણ પ્રમાણમાં વધી પડયો છે. જ્યાં ત્યાં, ન્હા, ન્હા, ને ન્હા! 'આવા ખોતેરાં ને ધીગાંણાં બહોતેરાં'—તેમ દિવસમાં બે ત્રણ વખત ન્હાં આ રિવાજ પણ નુકસાનકારક છે, આર્થિક ને શારીરિક બન્ને રીતે નુકશાન કરે છે, મિથ્યા ખટપટ ને કામ વધારે છે, માટે બનતા પ્રયાસે ન્હાને સત્વર કાઢી નાખવી. શ્રીમંતનું અનુકરણ નિર્ધન કરે તો તે વધારે નિર્ધન થાય માટે પ્રથમ તો શ્રીમતોએજ સર્વ રીતે વિચાર કરવાનો છે. ઉત્તમ દૂધ રૂપી અમૃત મૂકીને ન્હા રૂપી વિષનું પાન શા માટે કરવું ને પ્રજાને કરાવવું જોઈએ? ગરમ પાણી વિલાયત જેવા ટાઢા દેશને યોગ્ય હશે પણ હિંદ ગરમ હોઈ તેને માટે યોગ્ય નથી માટે ઝેરી જંતુની માફક તેનો નાશ કરવો.

સ્ત્રીઓએ આળસુપણે પોતાનો કાળક્ષેપ વૃથા કરવો નહિ જોઈએ. આપણી પાસે સમય હોય તેનો સદુપયોગ કરવો. નકામી નિંદા કુથલી કે નગાલી વાતો કે આળસુપણે સુવામાં-કે દેવ દર્શનના ઢોંગ કરવામાં ગુમાવી દેવો જોઈએ નહિ. ભરવું, ગુંથવું, સાંધવું, સીવવું, રાંધવું, ઘરકામ વાંચવું, વિચારવું, લખવું, પ્રભુ સ્મરણ, છોકરાં હોય તો તે, એમ અનેક રીતે

સદ્પ્રવૃત્તિમાંજ પોતાનો સમય ગાળવો કરી પણ રહેવું, નીતિને ગાન ગપાટામાં ગાળવો નહિ. સમયનો સદુપયોગ એજ શ્રેષ્ઠ જીવન છે, જેટલો સમય વ્યર્થ ગુમાવ્યો તેટલું જીવન પણ વ્યર્થ ગુમાવ્યું જાણવું.

આધુનિક કાળ સ્ત્રીઓ ભરત ગુંથતા શીખી છે તેમાંની વાત છે પણ ઉપયોગ વગરનું નકામું ખરચાળુ ભરત નહિ ભરવું જોઈએ. વેનીઓના નમૂના બીજી નક્ષે જાય એ પણ કંઈ આવરત કે ગૃહસ્થાઈ નથી. માટે હમેશાં ઉપયોગી કામ કરતાં પહેલાં શીખવું જોઈએ. શ્રીમંતો કદી કરે તો ભલે પણ સાધારણ સ્થિતિવાળીએ તો બહુજ સંભાળ લેવાની છે. તેઓએ એવા નકામા ખોટા ખર્ચોથી બચવાનું છે.

વળી સ્ત્રીઓની અંદર એ પણ એક વધી પડ્યું છે, તે એ કે ભણવા ને લખવા વાચવાનો ડોળ! એકાદ જેની હોય પણ પુસ્તક લઈને એમ પડી ભલે પાચ દહાડે પાનું પુરું થાય, ને પુર્ન ઝંખે સમજાય, પણ બાઈ સાહેબ ભણેલાં છે. ઘરનું કામ સંભાળે નહિ, તે તો હલકું કામ કરતાં શરમાય. તે આયાઓ જોઈએ. મણીઓને ચાહાપાણી હોય કદી કંઈ મેમાનડો હોય તો હાજર. બાળક ભેગ રોઈ મરે ને વર આટા ખાયા કરે, નાટકમાં તો તૈયાર! આ કુટેવો પણ સુધારવીજ જોઈએ. વાચવું લખવું જો કે અગત્યનું છે, તોપણ તેની ઉપયોગીતા ને નિયમ ઉપર આધાર રાખે છે. ઘરની આવડ—યોગ્યતાનો વિચાર નહિ, વાચે પણ વિચારવાની શક્તિ નહિ, સમજવામાં આણવાની શક્તિ નહિ, બાળકની સંભાળ નહિ, પતિની આજ્ઞા કે પ્રેમની દરકાર નહિ એ વાત કોઈ પણ રીતે સ્ત્રીપણાને શોભતી નથી. માટે તેના સુધારાના ખોટા ડોળને ધિક્કારવા જોઈએ.

પરણ્યા પછી દરેક સ્ત્રીની પ્રથમ ફરજ તો એજ છે કે તેણે તેના પતિનો પ્રેમ હરેક રીતે સંપાદન કરવો જોઈએ. તેના હૃદયને ઓળખી લેવું જોઈએ, આત્માથી એકતા સાધવી જોઈએ, તેને દરેક રીતે સુખ સંતોષ ને આનંદ આપવા જોઈએ. તેમને અખૂટ પ્રેમ આપીને પ્રેમના બદલામાં પ્રેમ મેળવી લેવો જોઈએ ને સંસાર સ્વર્ગ કરવો જોઈએ.

દરેક બાળકને માટે તેની માતા જવાબદાર છે તેની શારીરિક માનસિક, નૈતિક ને આધ્યાત્મિક દરેક ઉન્નતિને માટે તેની માતા જવાબદાર છે બાળકનાં બુદ્ધિબળ, વિદ્યા ને સદ્વર્તન એ સર્વે માતાના ઉપરજ આધાર રાખે છે, માટે ભવિષ્યના સારી પ્રજા ઉત્પન્ન કરવાને માટે માતાએ દરેક રીતે નિયમિત ને સદ્વર્તનવાળા થવું જોઈએ માતાના ચારિત્રની ઉત્તમ યાતો અધમ છાપ જે બાળકના મગજમા પડે છે, તે કારણે કરીને પણ ભુલાતી નથી. બાળપણથીજ પુત્ર પુત્રીઓને ધર્મનીતિનું શિક્ષણ જો ગૃહદ્વારા દીધું હોય તો પછીથી શાળામા વાંધો આવે નહિ, ને સારી પ્રજા સંપાદન કરી શકાય, ને આધુનિક કેળવણીને ધર્મ નીતિ રહીત ગણાય છે તે પણ ગણાય નહિ પણ તે સર્વે ફરજોને માટે માતાજ જવાબદાર છે કેળવાએલી સુજ્ઞ માતા બાળકનું ભાગ્ય નથી ઘડી શકતી પણ ચારિત્ર તો ઘડીજ શકે છે ઘણા પુત્રો ઘણી લક્ષ્મી કે ઘણો વૈભવ વિદ્યા, તે ભાગ્યને આધારે છે, પણ સદ્વર્તનમય ચારિત્રનો ફક્ત માતાને આધારે છે માતા બાળકનો પહેલો ગુરૂ છે

દરેક ડાહી સ્ત્રીએ પોતાના ગૃહમંદીરમા આવક ને વ્યયનો હીસાબ રાખવો ઘટે છે, ને જો કે કંજુસાઇ નહિ પણ કરકસર તો કરવીજ જોઇએ નાતવરા, વરઘોડા, મરણ જન્મ, ને લગ્નના ખરચોમા, કુલાણુઓની પેરે કરજ કરીને ફુલેકામા, શ્રીમતો તેમજ ગરીબ સરખા ઉતરે ! આ રિવાજો સામે પણ ટક્કર ઝીલવાની છે અને તેમા એ સ્ત્રીઓએજ પોતાનું મન દૃઢ કરીને મજબુત રાખવાનું છે વળી બીજી બાજુએ પૉલીશના માલ, જાપાની સાડીઓ ને સીલ્કો, ને બીજી અનેક શોખમોજની આપને આજે તેની ચીજો માટે પણ પ્રથમ સ્ત્રીઓએજ મન મજબુત રાખવાનું છે એ બન્ને બાજુએ થતા ખોટા ખર્ચનો બચાવ કરવો ખાસ જરૂરનો છે પોતે તેમજ ગૃહકુટુંબને ખાસ, ઉપયોગ વગરની શોખની કેફીપણુ ચીજ નહિ ખરીદવી, ને આહાર, વિહાર ને પોશાકમા નિયમિતપણું સાદાઇ ને સ્વચ્છતા રાખવા

જીવન રોગીઓની સેવાના પરોપકારી કાર્યમાં ઈશ્વર પ્રિતે અર્પણ કર્યું અને તેમાં તેણે એટલી હિંમતને હોંસથી કામ બજાવ્યું કે ઘણાં ટુંકા સમયમાંજ તેનું નામ ઘેર ઘેર પુજાવા લાગ્યું. જો કે સીસ્ટર ડોરાને પોતાની પ્રશંસાની દરકાર ઘણી થોડી હતી..

પોતાનાં મહાન કાર્યની શરૂઆતમાં તે પોતાના ઘરમાં સાદી દવા રાખતી અને કુટુંબમાં, ચાકર નફરોમાં તથા પાડોશીઓમાં યોગ્ય રીતે તેનો ઘટતો છુટથી ઉપયોગ કરતી. જાતે તેમની ચાકરી કરતી. વળી તેમનો ખોરાક તપાસતી, અને તેમાંનાં ગરીબોને કંઈ પણ ઢોળ કર્યાં વિના વગર પ્રસિદ્ધિએ ઘટતો ખોરાક પોતેજ પૂરો પાડતી. ધીમે ધીમે તેની આ પરોપકારવૃત્તિ વધારે વિશાળ બની, અને થોડા સમયમાંજ નાની સરખી ડીસ્પેન્સરીની માફક તેને ત્યાં ગરીબ રોગીઓની ભીડ થવા લાગી.

થોડાં વર્ષ ખાસ અનુભવ મેળવ્યા પછી ૧૮૬૫ ની સાલમાં તેણે એક દવાખાનું ઉઘાડયું. તેમાં દસ ઉપરાંત દરદીઓની સારવારનુ કામ પોતે એકલીએજ એવી સારી રીતે બજાવ્યું કે ડોકટરો અજાયબ થયા, અને દરદીઓ સંતોષ પામ્યાં. આવી રીતે ઉભય પક્ષની પ્રીતિ સીસ્ટર ડોરાએ સંપાદન કરી થોડાં વર્ષ પછી અકસ્માતિક કેસોનું તેણે બીજું દવાખાનુ ખોલ્યું. અને તેમાં પણ પ્રશંસાપાત્ર મહેનત કરી.

રોગી લોકોની માગણીથી કે ફરિયાદથી તે કદી પણ કંટાળતી નહિ, એવી તે શાંત સ્વભાવની હતી. દરદીની રસોઈને પીરસવાપર તે જાતે તપાસ રાખતી. તેના જખમ સાફ કરવા, પાટા બાંધવા ને દવા આપવી તે સર્વ પોતેજ કરતી. વળી સર્વથી ઉત્તમ તો તે એ કરતી કે તંદુરસ્ત થયા પછી તે રોગીઓ નીતિમાન થાય, એટલા માટે હમેશાં દરદી પાસે ઈશ્વર પ્રાર્થના કરતી, મનુષ્ય તરીકેની તેની ફરજો સમજાવતી, અને તેમની પરોપકારની તેમજ સારી લાગણીઓ સતેજ કરતી. તેના દવાખાનામાંથી નીકળ્યા બાદ દરદીઓને તેની ઉંડી દીલસોજીની એટલી સારી અસર રહેતી કે તેઓ પાપ ચરણથી હરી દૂર રહેતા.

નાના બાળક પરનો તેનો પ્યાર અનહદ હતો ગમે તેવી શ્રમિત સ્થિતિમા પણ તેના હાથપર એક નાનુ બાળકનો 'રોયન'' વિમાર ગરબાને છાતીપર લઈ તે બીજા રગીઓની ખબર લેવા દવાખાનામા ફરતી ત્યારે જાણે દયાની દેવી જ!

જેમ તે ગરીબ રોગીઓની સેવામા અગ મહેનત કરતી તેમ પોતાના પૈસાનો પણ છૂટથી ઉપયોગ કરતી નિર્ધન કુટુબના દરદીઓને ઘરનો ખોરાક પોષાક અને બીજાના સુદ્ધા તે પુરા પાડતી, અને મહવાડથી ઉઠયા પછી "સેનેટરીયમ" મા પોતાને ખર્ચે મોકલતી

તેનો સ્વભાવ એટલો માયાળુ અને તેની ભાષા એટલી મીઠી મધુર હતી કે કરબાના સર્વ લોકો તેને બહેન તરીકે ચાહતા, સર્વ જાતીના અને સર્વ ધર્મના લોકો તેના યશસ્વી કાર્યોથી તેના તરફ પૂજ્યભાવ રાખતા, અને બારીક મજોગોમા પણ તેનુ વચન માન્ય કરી તેને માન આપતા

મૃદુ અને સ્નેહાળ અંતઃકરણ, મીઠી જબાન, આનદી સ્વભાવ, ધર્મ, હિમત અને ઉંડી દીલસોજી બતાવવાની શક્તિ, તેમજ સ્વાભાવિક સરલતા અને નિખાલસ દીલ, એ સર્વ તેને પરમાત્મા તરફથી મળેલી ઉમદા બક્ષિસ હતી, અને તેનો તે પોતાના સુકાર્યમા ઘણો ઉપયોગ કરતી.

વળી રોગીઓની તે આરોગ્ય દેવી હતી તે રોગીઓની એટલી ખત અને હુશીઆરીથી સારવાર કરતી કે ઘણી વખત ડોકટરોના ધાર્યા કરતા અર્ધી મુદતમા તે દર્દીને તદુરસ્ત બનાવતા હતિરત ગનતી આ સર્વ તેના અથાગ પરિશ્રમનુ ફલ હતું.

સૃષ્ટી નિયમ અનુસાર તેના કાર્યોમા પણ પ્રમગોપાત વિઘ્ન આવી જતા શરૂઆતે લગ્નની લાલચમા નાખવાને કેટલાક પ્રયત્ન થયા હતા પરંતુ સીસ્ટર રોનાએ શુદ્ધ બુદ્ધિથી પોતાના શુભ વિચારમા તેમજ ખાસ કરીને આચારમાં સુસ્થપણુ બતાવતા વળી સૂરજ સુરતમાજ તેના વહેનો દૂર થયા હતા વળી

ચેપી રોગના દરદીઓના સંસર્ગમાં આવવાથી તેમજ અથાગ પરિશ્રમથી તે ઘણી વખત રોગથી પટકાઈ પડતી હતી. છતાં પણ પોતે હાથ લીધેલું રોગીઓની સેવા કરવાનું કાર્ય તેણે જીંદગી પર્યંત ઘણી ઉત્તમતાથી બજાવ્યું. આખરે ૧૮૭૮ ની સાલમાં ૪૭ વર્ષની ઉમરે અનુકરણીય જીવનવાળી સીસ્ટર ડોરાનું અવસાન થયું. ઇંગ્લાંડનાં લોકો હજી પણ તે પરોપકારી બહેનીનું પુન્યભાવથી સ્મરણ કરે છે.

આપણી નવન સ્થાપન થએલી " સેવાસદન " ની સંસ્થામાં આપણા આર્યાવર્તમાં સીસ્ટર ડોરા જેવાં પરોપકારી રત્નો સત્વર પ્રકાશમાં આવે એ ઇશ્વર પ્રતિ પ્રાર્થના

રમણી મણિમ લા.

---

# બહેન ૨++

## ૧૫૮—લેડી જેનવાલેસ.

યુરોપખંડના પ્રખ્યાત ગ્રંથકાર મી. કાર્લાઇલની પત્ની લેડી જેનવાલેસનું ચરિત્ર દરેક સ્ત્રીએ જાણવા લાયક છે

લેડી જેનવાલેસનો જન્મ યુરોપખંડના એક દેશ સ્કાટલાંડમાં થયો હતો. સ્કાટલાંડ દેશ આપણા રાજ્યકર્તા અંગ્રેજ લોકોના મુલક ગ્રેટ બ્રિટનનો ઉત્તર તરફનો ભાગ છે. મુંબાઇથી એડન થઈ, તાંબડા સમુદ્ર અને સુવેઝની નહેરમાં થઈ [illegible] રસ્તે તે દેશમાં જતાં આશરે સોળથી અઢાર દિવસ લાગે છે.

તેની મા ડાહી ને દીર્ઘ વિચારી હતી. કેળવણીની મનુષ્ય માત્રને કેટલી જરૂર છે, તે પોતે સંપૂર્ણ સમજતી હતી અને પોતાના ઉમદા વિચાર અનુ-

માટે પોતાની પુત્રીને ભણી ગણી અને ડાહી બનાવવા ઇચ્છતી હતી તેથી નાની જેનને બાલ્યકાળથીજ પ્રશંસાપાત્ર શિક્ષણ મળ્યું હતું, અને પરિણામે તે વિદુષી બની હતી

લેડી જેનવાલેસ વિદુષી હતી એટલુંજ નહિ પણ તે ઉપરાંત તેનામાં મોહક ખુબસુરતી, વિશાળ બુદ્ધિમત્તા, ડહાપણ, ને મદનશીલતા એ સર્વ ઇશ્વરી બક્ષીસ હતી

તે દેશની લગ્નપદ્ધતિ આપણી અર્વાચીન લગ્નપધ્ધતિથી જુદી છે. તેઓમાં વરકન્યાની જાતેજ પસંદગી થાય છે અને વડીલોની તેમાં સંમતિ લેવાય છે

જ્યારે લેડી જેનવાલેસને તરૂણાવસ્થા પ્રાપ્ત થઈ ત્યારે તેને પ્રથમ કાર્લાઇલ નામના યુવક સાથે ઓળખાણ થયું તે વખતે કાર્લાઇલ એક શાળામાં શિક્ષક હતો, ને તેની સ્થિતિ કંઇ વધારે ઉંચી નહતી પરંતુ તેની સ્વાભાવિક બુદ્ધિ ઘણીજ પ્રશંસાપાત્ર હતી લેડી જેનવાલેસ તેની ઉંચી બુદ્ધિ જોઈ આશ્ચર્ય સાથે મોહ પામતી અને બીજા માગાં છતાં એ મહાન બુદ્ધિમાં પોતાની ઉજ્વલ બુદ્ધિનું સંમીલન કરી તેને વધારે પ્રશંસાપાત્ર બનાવવાની લાગણીથી તે કાર્લાઇલને પરણી

લેડી જેનવાલેસ પતિને અતિ પ્યારથી ચાહતી, પણ પતિ તરફના પ્રેમનો પહેલેથીજ તેવો પ્રતિધ્વનિ થતો નહિ કાર્લાઇલ તેના તરફ બેદરકાર ને લાગણી વિનાના અંતઃકરણે વર્તતો, અને બીનકસુર તેની તરફ કઠોર વર્તણુક રાખતો

ગરીબ કે તવંગર, સુખી કે દુઃખી સર્વ સ્ત્રીઓ પતિ તરફના મધુર વચન અને મદદગારીની સદા આશા રાખે કે જ્યારે તેમાં નિરાશ થવાનો સમય આવે છે, ત્યારે તેના દુઃખ-મંદભાગ્યની પરિસીમાજ થાય છે લેડી જેનવાલેસના ભાગ્યમાં એવો આનંદ, એટલું સુખ, એટલો સંતોષ, પણ લખાયલો નહતો

નાટ્યમાં, પાર્ટીઓમાં, કલબમાં, ફરવા કે હવા ખાવા સર્વ જગોએ તે એકલોજ પત્ની સિવાય જતો સામાન્ય રીતે વિલાયતમાં કુટુંબ સાથેજ જમે છે, પણ આ પત્ની પતિ સાથે ભોજન પણ લઈ શકતી નહિ કાર્લાઇલ હમેશાં એકલોજ જમતો

પોતે પત્ની તરફ આટલો બેદરકાર કઠોર હતો છતાં પોતાના સુખ સ્વચ્છંદના સબંધમાં લેડી જેનવાલ્શ કંઈ ઉદાસીપણું જણાવતી તો તે અતિશય ગુસ્સે થઈ જતો હતો

લગ્ન પછી કાર્લાઇલ મહાન ગ્રંથકાર તરીકે બહાર પડ્યો પરંતુ દિલગીરી સાથે જણાવવું જોઈએ કે પત્નીના સંબંધમાં તેની લાગણી શુષ્કજ રહી. સ્વામીરચિત વિષયો સાંભળવાને લેડી જેનવાલ્શ હમેશાં આતુર હતી પણ પતિની ક્રૂરતાએ એટલી ઇચ્છા પણ તૃપ્ત થતી નહિ લેડી જેન તરફ પતિનો હમેશાં અન્યાયી વર્તાવ હતો, તિરસ્કાર હતો, બેદરકારી હતી, કઠોરતા હતી, અને તે પણ સબળ કારણ વિના બીનકસુરેજ

આર્ય પત્નીઓ પતિના ગમે તેવા નિર્દય જુલમ માટે પણ પતિથી છુટી પડી શકતી નથી પરંતુ યુરોપીયન બાનુઓને 'ડાઈવોર્સ' (છુટાછેડા)નો અધિકાર છે, અને તેમાં કાયદો તેનો મદદગાર છે આવા અધિકારનો-કાયદાનો સંપૂર્ણ લાભ લેઈ શકવાને સમર્થ છતાં લેડી જેનવાલ્શ-તે સહનશીલ દેવી સર્વ પ્રકારની ગંભીર મનોવ્યથા મૌન મુખે સહન કરતી, પતિની સેવા કરતી, તેને ખુશી રાખવાના યત્નો કરતી ચાકર નોકરને કરવા જેવું કામ પણ પતિની ખુશી માટે તેણી પોતે જાતેજ કરતી અને તે સર્વથી વધારે વખાણવા લાયક તો એ હતું કે પોતે પતિને ઉગ્રના પ્યારથી ચાહતી "સહવું ને રહેવું" પ્રેમ ને ધૈર્ય એ સ્ત્રી જીવનની સાફલ્યતાના મહાન સૂત્રને તે અક્ષરશઃ અનુસરતી

સગા કે સાહેલી પાસે તેણે કદીપણ પતિની વર્તણુક માટે ફરિયાદ કરી નહોતી પરંતુ આ અસહ્ય વેદનાથી દિનપ્રતિદિન તેનું સ્થૂલ શરીર ક્ષીણ થવા માંડ્યું અને આખરે હૃદયભેદક સ્થિતિમાંજ યુવાન વયે તેનો કાળ થયો

પત્નીના ભોગે પતિની લાગણી જાગ્રત-સતેજ થઈ. હરેજ તેને પતિના સદ્‌ગુણ, ભલાઈ, કર્તવ્યપરાયણતા, સહનશીલતા, અને પ્રેમની ખરી પરીક્ષા પડી. વિશેષે વ્યાકુળ બની તે ઝુરવા લાગ્યો પણ સમય ચાલ્યો ગયો હતો અને છેવટ પર્યંત દુઃખ ભોગવી લેડી જેન સદાને માટે સમાધિમાં સુતી હતી. કાર્લાઈલે પત્નીની ઘોર ઉંચી જગ્યના મગે મરામતની બધાવી અને તે પરના મંદિર ને સ્વચ્છ આરસપર લેખ કોતરાવ્યો કે—

**અત્યુત્તમ પત્ની, સહનશીલ સુન્દરી, ક્ષમા અને દયાની દેવી, પતીની કઠોરતાનું ભોગ થયેલ કોમળ પુષ્પ, લેડી જેન વાલેસે યુવાન વયે આ ભૂમિપર શયન કર્યું છે.**

તે હમેશા કબરસ્તાનમાં મંદ પગલે, શોકાતુર ચહેરે પત્નીની મંદિર ઘોર પાસે જતો. તે પરનાં "ક્રોસ" ને અતિ પૂજ્ય ભાવે પોતાના હોઠ લગાડતો. અને ઘુંટણ મડીએ પડી તેણીના આત્માની શાંતિ માટે પ્રાર્થના કરતો. અને અનુતપ્ત હૃદયે, બળતા-પશ્ચાત્તાપથી બળતા અંતઃકરણે, સજળ નયને, ધ્રુજતે સાદે કહેતો કે "મારી કઠોરતાની ભોગ થઈ પડેલ નિર્દોષ પ્રિયા, મારા જડ ને લાગણી વિનાના અંતઃકરણથી દુભાયલી પ્રિયા, તારા પ્રત્યેની મારી વર્ત-ણુકને માટે મને ક્ષમા કર." છેલ્લે છેલ્લે પણ આ નિખાલસ દિલના ઉદ્‌ગાર લેડી જેનવાલેસે શ્રવણ કર્યા હોતતો કેટલા કર્ણપ્રિય થઈ પડયા હોત ?

લેડી જેનવાલેસની સહનશીલતા ને સદ્‌ગુણો ઉપરાંત આ જીવન લખ વાનો ઉદ્દેશ તેનો આત્મસંયમ છે સામી તરફથી ગમે તેવી વર્તણુક સહ કર્યે જવી એ આર્યબાળાઓને માટે ફરજીયાત-સામાન્ય થઈ પડયું છે. પર યુરોપીયન સ્વતંત્ર સમાજની લેડીઓને માટે તેમ નથી. તેઓ ધારેતો કોર્ટદ્વ. પણ વાજબી ન્યાય મેળવી શકે છે. તેમ છતાં પતિનો સુયશ કોઈપણ પ્રકારે ઝાંખો ન પડે એજ શુભાંતર ઇચ્છાએ જીંદગી પર્યંત સહન કરી પોતાની અવિ-ચલ કીર્તિ આ દુનિયા પર કાયમ રાખી ગઈ એવી બ્હેન જેનવાલેસને ધન્યવાદ ઘટે છે

સુંદરી સુબોધ

---

# બહેન ૨ - -

## ૧૫૯—માતાની નજીવી ભૂલોનાં ભયંકર પરિણામો.

૧

શિયાળો હોવાથી ટાઢ બહુ પડતી હતી મણીગૌરીએ પોતાના દીકરાના ઘોડીઆ પાસે ગરમી માટે અગાર ભરી સગડી મૂકી ઘોડીઆની ઝોળી માંથી કપડું લટકે છે, કે ઝોળીની દોરી સગડીને અડકે તેમ છે કે કેમ? તેની તપાસ કર્યા સિવાય સગડી મૂકી તે ચાલી ગઈ દીકરાને ઓઢાડેલા કપડાનો એક છેડો બહાર લટકતો હતો તે દીકરાના પગની પાટુથી વધારે વધારે બહાર આવ્યો ને સગડીમાના દેવતા પર પડ્યો, કપડુ સળગ્યુ અને તે સાથે ઘોડીઆની ઝોળી પણ સળગી ઊઠી મોટો ભડકો થયો માણસો દોડી આવ્યા પણ મોડાં દીકરાનુ શરીર દાઝી ગયુ હતુ, અને દવા દારૂ કરતા છતા નિર્દોષ બન્યુ રીબાઈ રીબાઈને મરણ પામ્યુ.

૨

જમનાની બાળકી નવેક માસની હતી તેને ઘોડીઆ પાસે ગોદડી નાખી તેપર સુવાડી પોતે રસોઈ કરવા બેઠી ઘોડીઆની ઝોળીની દોરી ગોદડી પાસેજ લટકતી હતી, તે રમતા રમતા છોકરીના હાથમા આવી રમતમા તે દોરી છોકરીના ગળા પાસે આવી રમતા રમતા છોકરીએ ગુલા ટ ખાધી ને દોરી ગળાની આસપાસ વીંટાઈ ઉપરા ઉપરી છોકરીએ બેચાર ગુલાટો ખાધી ને દોરીનો ગળામા ફાસો આવતા બિચારી બાળકીના નામ શમી ગયા

૩

મહુ શેઠાણીનો કાકુ શિયાળામા ચાર પાચ મહીનાનો તદુરસ્ત બાળક હતો નવરાવાની એવી ઉમર ને શિયાળાની રુતુ શીતળા કઢાવવા માટે ઉત્તમ તક છે, છતા મહુ શેઠાણીએ "થાય છે, કઢાવીશુ, શી ઉતાવળ છે' કહી

શીતળા કઢાવ્યા નહિ. શિયાળો વીતી જતાં આવતા શિયાળાપર વાત રાખી. પણ તે શિયાળામાં કુટુંબમાં લગ્નગાળો શરૂ થતાં, તે વખતે શીતળા ટંકાવવાનું મુલતવી રાખ્યું. એવામાં ગામમાં શીતળાનો રોગ ફાટી નીકળ્યો, ને કાકુને શીતળા નીકળ્યા. ઘણી ઘણી માવજતે છોકરો મુશીબતે બચ્યો. છતાં આખા શરીરપરનાં ચાઠાથી કદરૂપો બની ગયો, ને જમણી આંખે ખોડ આવવાથી જન્મભર દુઃખી રહ્યો.

૪

શ્રાવણ માસમાં મોટી સાતેમે મોતી પોતાની નાની બાળકીને લેઇ શીતળા માતાના દર્શન કરવા ગઈ. તે દિવસે સ્ત્રીઓ ટાઢે પાણીએ નાહ્ય છે, અને ટાઢું જમી અણગોખ રાખેછે. વચમાં નદી આવતાં પોતે ટાઢે પાણીએ નાહીને કપડાં પહેર્યાં. નાની છોકરીના કપડાં ઉતારી "માતાજી માતાજી" કહી ઠંડા નદીનાં પાણીમાં છોકરીને બે ચાર વખત ઝબોળી. પવનના ઝપાટામાં છોકરીને ઠંડે પાણીએ નવરાવાથી સખ્ત શરદી થઈ, અને છોકરી બે ચાર દિવસમાં મરી ગઈ.

૫

ગંગાનો છોકરો જન્મ્યો ત્યારે તેના પેટનો મળ બરાબર સાફ થયો નહોતો. તેથી તેના પેટમાં દુઃખ્યાજ કરતું. આ દુખાવાથી બાળક ઘણુંજ રડતું. ગંગાની ઊંઘમાં આથી ખલેલ પડતી, દેવ દર્શને જઈ શકાતું નહિ, બહાર જઈ શકાતું નહિ, વગેરે વગેરે તેને મુઝવણ લાગતી. ડૉક્ટરને બતાવી યોગ્ય ઉપચાર કરવાને બદલે તેણે બાળકને અમલ ( અફીણ ) આપવું શરૂ કર્યું. ગરીબ બીચારૂ નિર્દોષ બચ્ચું ! ! અફીણના ઘેનમાં સુસ્ત થઈ પડી રહેતું. ધીમે ધીમે બાળકનું શરીર કંતાતું ગયું, પણ ગંગાના ધ્યાનમાં તે આવતું નહિ. તેણી સામટું અફીણ મંગાવી લેતી, અને ચમચામાંજ એક બાજુએ ચોંટાડી રાખતી. હમેશાં સાંજરે તેમાંથી થોડુંક અફીણ બાળકને પાતી, અને બાકીનું ચમચામાં એક તરફ ચોંટાડી મૂકતી. એક દિવસ ચમચામાં દૂધ નાંખી અફીણ ઘોળવા બેઠી. એવામાં કાંઇક ઉતાવળનું કામ

આવી પડતાં તેને ઊઠવું પડયું. તે અરધેક કલાકે પાછી આવી, ને પલાળેલું અફીણ પાવા માટે લીધું. અરધી કલાકમાં પેલું ચમચે ચોંટાડેલું બધું અફીણ પલળી દૂધ સાથે મળી ગયું હતું. તેનું ભાન ગંગાને રહ્યું નહિ. અને એમને એમ બાળકને અમલ પાઈ દીધું. અફીણનું ઘેન બાળકને ઘણું ચડયું. ઘણી મહેનતે પણ તે ઉતર્યું નહિ, અને દસ કલાકમાં ગંગાએ રતન જેવો પુત્ર ગુમાવ્યો.

૬

જડાવના છોકરાએ રાતનાં રડવા માંડયું. ઊંઘ ભાગતાં તેણી ખીજવાઇ ગઈ, અને બિછાના પાસેનું ઘોડીયું ખંખેર્યા કે ઝાપટ્યા સિવાય તેમાં છોકરાને નાંખી દોરીથી હીંચોળવા માંડયું. ઘોડીઆંની ઝોળીમાં સૂતાંજ બાળકે કારમી ચીસ પાડી, અને તે પછી તો ઉપરાઉપરી ઘણી ચીસો પાડવા માંડી. જેમ જેમ બાળક વધારે ચીસો પાડે તેમ તેમ જડાવ વધારે દોરી ખેંચે, પણ બાળકની ચીસોનું કારણ તપાસે નહિ. છેવટે બચ્ચું રડતું રહી ગયું. સવારે જડાવ ઝોળીમાંથી છોકરાને લેવા ગઈ તો તેનું મુડદું હાથમાં આવ્યું, અને ઘોડીઆંમાં એક ઝેરી વીંછી દેખાયો. બાળકના કુમળાં શરીરપર વીંછીના અનેક ડંખ હતા, અને તે ડંખની વેદનાથીજ બાળક ચીસો પાડી મરણ પામ્યું હતું.

થોડીવારે એક કીડી બાળકના હોઠને વળગી, અને ધીમે ધીમે ઘણી કીડીઓ ચડીને છોકરીના મોઢાની આસપાસ ને, અંદર જઈ ચટકા દેવા લાગી. થોડીક્વારે કેટલાક મંકોડા પણ મોંએ ચડ્યા ને ચટકા દેવા લાગ્યા. છોકરી રડવા ને ચીસો પાડવા લાગી. સતીકે આવીને જોયું તો છોકરીના મોંમાં ને મોંની આસપાસ અસંખ્ય કીડીઓ ને કેટલાક મંકોડા વળગી પડ્યા હતા. મહા મહેનતે મોં સાફ કર્યું. કેટલાક મંકોડા તો કેડથી તૂટી ગયા છતાં બાળકીને લીધેલો ચટકો મૂક્યો નહિ. નિર્દોષ બાળકને આથી ઘણું દુઃખ પડ્યું.

૯

સ્ત્રીઓને સવાર કરતાં સાંજરે રસોઈની થોડી ચીજો કરવાની હોયછે, તેથી રસોઈમાંથી વહેલી વહેલી પરવારી માણેક પોતાની બે વરસની પોપટની માફક બોલતી બાળકીને ખોળામાં લઈ ઘરનાં નેવાં નીચે સમીસાંજે બેઠી, ને પાડોશણ સાથે વાતે વળગી. સંધ્યાનો વખત હોવાથી પક્ષીઓ પોતપોતાના માળા તરફ ઉડી જતાં હતાં. તેમાંનાં એક પક્ષીની પાંખ નેવાં પાસેની નાળને લાગતાં તે નાળ બરાબર છોકરીનાં તાળવાંપર પડી. નાદાન બાળકી અતિશય રડી અને તે પછી તે નિર્દોષ છોકરી કદી પણ બોલી શકી નહિ. મગજના સ્નાયુને ઇજા થતાં તે જન્મભર મૂગીજ થઈ ગઈ.

૧૦

તારાગૌરીએ પોતાની છ વરસની દીકરીને માથે નવરાવીને સુવાડી. માથાના વાળ સુકાઈ જાય માટે તેણે દીકરીના વાળ છુટા કરી ઓસીકા પાસે નીચેના ભાગમાં ઝીલતા લટકતા રાખ્યા. ઢોલણીના પાયા નીચા હતા. અરધીક રાત્રીએ એક નાગ ઘરમાં નીકળ્યો તે ઢોલણી નજીક આવ્યો. લટકતા વાળપર ચડી ઉંઘતી બાળાના કપાળપર દંશ દીધો. બિચારી બાળકી ઉંઘમાંથી ફરી ઉઠીજ નહિ.

૧૧

વિજ્યાને જેમ પોતાને દાગીના પહેરવાનો શોખ વધારે હતો, તેમ પોતાનાં બાળકને પણ દાગીનાં પહેરાવવાનો શોખ હતો. તેણે પોતાના ત્રણ

વર્ષના દીકરાને કેટલાક દાગીના પહેરાવ્યા હતા. છોકરો રમતો રમતો ઘર બહાર નીકળી ગયો. તપાસ કરતાં સાંજ સુધી તેનો પત્તો લાગ્યો નહિ. પોલીસખાતાને ખબર આપવામાં આવી ને તેનાં સગાંવહાલાં, સ્નેહીઓ, ને ઓળખીતાં સર્વે શોધવા લાગ્યાં. બીજે દીવસે સાંજરે એક કુવામાંથી બાળકની લાસ મળી. લાસપર એક પણ દાગીનો ન હતો. પોલીસખાતાની તપાસને અંતે જણાયું કે દાગીનાની લાલચે એક લુચ્ચાએ તે નિર્દોષ છોકરાનું ખુન કર્યું હતું. ગુન્હેગારને ઘટતી શિક્ષા થઈ પણ વિજયાનો લાડકો પુત્ર પાછો મળ્યો નહિં.

૧૨

કેસરે પોતાના છોકરાને લીલા કાચા રંગનું ઝભલું પહેરાવ્યું. લીલા કાચા રંગમાં જંગાલ પડે છે; અને જંગાલ ઝેરી પદાર્થ છે. બાળકે આખો દિવસ ઝભલાંની બાંહ્યો ચુસ્યા કરી અને સાંજરે સુતું તે ઊઠવા પામ્યુંજ નહિં. તેના શરીરમાં ઝેર પ્રસરી ગયું હતું, જેથી ડોકટરોની ઉંચી-દવા પણ અસર કરી શકી નહિ.

૧૩

ચંચળ પોતાની પાંચ વરસની છોકરીને ખોળામાં બેસારી લાડ કરતી અને તેના કાન પકડી બોલતી કે "અહીં બેનને કરણફુલ પહેરાવીશું, અહીં બેનને વાળીઓ પહેરાવીશું અને વળી જડાઉ નખળી પણ પહેરાવીશું." એક દિવસે સઈયો આવ્યો ને ચંચળે છોડીના અકેક કાનમાં સાત સાત વેહ વીંધાવ્યાં. છોકરી દુઃખથી રડવાને પછાડા મારવા લાગી, ત્યારે છોકરીને પકડી રાખવા ચંચળે પાડોશણને મદદમાં બોલાવી. બાળકીને અતિ વેદના થઈ, બન્ને કાનના વેહ પાકયા, તેના ચેપથી માથામાં અને આખે શરીરે ગુમડાં નીકળ્યાં અને છ માસ રીબાઈ ગરીબ છોકરી મરણને શરણ થઈ

૧૪

જયાની દીકરીની આંખો ઊઠી હતી, તેથી રડયા કરતી. જયાએ ઝોળીમાં નાંખી હીંચકા નાખવા માંડયા, છોકરી વધારે રડવા લાગી

મોટા હીંચકા નાંખવા માંડયા. અચાનક ઉંચી ઝોળીનું નાકું તૂટયું અને તત્‌-
તાંજ બાળકી ઉંચેથી જમીનપર પછડાઈ. પછાટથી તેનું ગળું પડયું, અને નવેક
માસ જેટલી લાંબી મુદ્દત તે માંદી રહી, અને છેવટ પણ સાજી નજ થઇ.

૧૫.

ગામમાં લગ્નવાળો ચાલ્યો. સવિતાને લ્હાવા લેવાનાની ઉલટ બહુ હતી.
પોતાની સાત વર્ષની કન્યાને પરણાવા તેણે પતિ પાસે હઠ કરીને તેમાં
દાખી. કન્યાના લગ્ન કર્યાં. લગ્ન દિવસ વચ્ચે પાંચેક દિવસ રહ્યા, ત્યારે તેને
વિચાર આવ્યો-હાળા, કન્યાના દાંત રાતાતો જોઈએજ તો. રાતા દાંત વિના
તો આ કન્યાદાનનું ફળ નહિ તો." તેણે સવારેર આંબલી મંગાવીને રાત્રીએ
લગ્નવતી બાળકીનાં મોંમાં દાંત ઉપર દાબી દાબીને ભરી. આખી રાત આં-
બલી મોંમાં રહેવાથી કન્યાને આંચકી ને તાણ થઈ, ને સાંજ પડેલાંજ તે
બીચારી લગ્નવતી કન્યા મરણાધીન થઈ.

૧૬

નર્મદા કહેતી કે "મને મારો દીકરો બહુજ વ્હાલો છે." તે એક દિવસ
છોકરાને રમાડતી હતી. રમાડતાં તે ઉભી થઈ અને બાળકને ઉંચું ઉછાળી
હેતથી બે હાથ વચ્ચે ઝીલવા લાગી. અચાનક બાળક એક વખત હાથમાં
ન આવતાં નીચે પટકાઈ પડયું. નીચે છો હતી, તેના પછાડથી બાળક માંદુ
પડયું, ને રીબાઈ રીબાઈ મરણ પામ્યું.

૧૭

ચંપા છોકરીને ઝોળીમાં સુવાડી કામે વળગી. ઝોળી ઉપરની અભ-
રાઈ પર શાક મોળવાની રાજેસ છરી પડી હતી. થોડીવારે એક બિલાડી
ઘરમાં આવી ને ઝોળી પરની અભરાઈ પર ચડી. ત્યાંથી નીચે ઠેકડો મારતાં
છરી ઘોડીઆંની ઝોળીમાં સુનેલી છોકરીના પગ પર પડી અને પગનો
પોંચો કપાઈ ગયો.

૧૮

દીવાળીએ દીકરીના ઘોડીઆની દાંડીએ કોડીઓનો ઝુમખો ગુંથીને
બાંધ્યો. સુતેલી રમતી છોકરીના હાથમાં તે ઝુમખો આપી પોતે કામે વળગી.

રમતાં ખેંચતાં એક નાની કોડી તૂટી ગઈ ને તે બાળકીનાં મોઢામાં પડી. કોડી લીસી હોવાથી મોઢામાં પડતાંજ ગળામાં ગઈ. ને ગળાની બારીમાં અટકી ગઈ. દીવાળી આવી પહોંચી પણ કોડી કેમે કરી નીકળીજ નહિ ને છોકરી મરણ પામી.

૧૯

શીવકોર છોકરાને લઈને પીયર જતી હતી. રેલવેમાં બારણાં પાસેની બેઠકપર તે છોકરાને લઈને બેઠી. પાસે બેઠેલી સ્ત્રીઓ સાથે તે વાતે વળગી. સીટી થઈ. "હાથ સંભાળો, સામાન સંભાળો." ના પોકાર પડયા, પણ વાતોમાં ગુલતાન થએલી શીવકોરે ધ્યાન આપ્યું નહિ. ગાડીનાં બારણાં બંધ થવાના અવાજ સાથેજ છોકરે ચીસ પાડી. જોતાં જણાયું કે બીચારા છોકરાના હાથનો પોંચો બારણામાં આવી જતાં કપાઈ ગયો હતો ને બધે લોહી લોહી થઈ રહ્યું હતું. ડોકટરી મદદ તુરતજ આવી પહોંચી, છતાં હાથનો પોંચો કાપી નાખવાની સરજનને જરૂર જણાઈ. નિર્દોષ બાળકનો હાથ કાપી નાંખવો પડયો.

૨૦

લગ્ન થઈ ગયા પછી દસેક વર્ષે નવલને સીમંત આવ્યું. મુંબાઇથી તે સુવાવડ માટે દેશમાં આવતી હતી, ત્યારે નર્મદાજી વચમાં આવતાં તેણે બાધા રાખી કે જો પુત્ર જન્મશે તો આવતી વખતે નર્મદાજીને શ્રીફળ ચડાવીશ. તેને પુત્ર અવતર્યો. પાછા વળતાં ખોળામાં બાળક ને પાસે શ્રીફળ રાખ્યું. એવામાં બેઠક માટે પાસેની સ્ત્રીઓ સાથે વાંધો પડયો. તેની પંચાતી ચાલતી હતી એટલામાં નર્મદાનો પૂલ આવ્યો ને કહેતાં કહેતામાં થોડીજ નર્મદા બાકી રહી. નવલ ઉતાવળી ગાભરી થઈ ગઈ ને ઉતાવળમાં ગભરાટમાં શ્રીફળને બદલે છોકરોજ નર્મદામાં ફેંકી દીધો !!

૨૧

હરકોર પહેલા ખોળાના પુત્રને લેઈ પીયર જતી હતી. પીયરનું ગામ જેમ જેમ નજીક આવતું જાય તેમ તેમ બે માસના કોમળ બાળકને છાતી

આ ન્હાનકડા લેખમાં માતાની અજ્ઞાનતા, બેદરકારી અને ભૂલોના જે જૂજ દાખલાઓ આપવામાં આવ્યા છે એટલા ઉપરથીજ માતાઓની ભૂલોનાં ભયંકર પરિણામોનું પ્રમાણ બાંધવાની ગંભીર પ્રકારની ભૂલ કરશો નહિ. આવા અથવા તો આને મળતા અનેક દાખલાઓ બન્યા કરેછે. ગરીબ બિચારાં પરવશ બચ્ચાંઓ-મુગા અબોલ બાળકો ફરિયાદ કરી શકતા નથી, તેથી માનશો નહિ કે તેમને ફરિયાદનું કારણ નથી. પોતાની અજ્ઞાનતા ને લાચારીએ તેઓ માતાની ભૂલ અજ્ઞાનતા ને બેદરકારીનાં દુઃખ મોનમુખે સહન કરી જાયછે. પણ એથી માતાઓની ગંભીર પ્રકારની જવાબદારી કોઇપણ પ્રકારે ઓછી થતી નથી.

વહાલી બહેનો ! ! માતાઓ આવી ભૂલોથી દૂર રહી પોતાની ગંભીર જોખમદારી યથાયોગ્ય સમજે, એટલુજ નહિ પણ તે સાથે પોતાની સાહેલીઓ, પાડોશણો, અભણ બહેનીઓ, સગાંવહાલાં ને ઓળખીતાંની સ્ત્રીઓ અને તે ઉપરાંત પોતાના સહવાસમાં આવતી હરકોઈ સ્ત્રીઓને આવી ભૂલોથી નિરાળી રહેવા તથા માતાની ગંભીર ફરજો સમજાવે. એજ આ નાહાનકડો લેખ લખવાનો ઉદ્દેશ છે.

---

## સરલા.

### ૧૬૦—ખરૂં વશીકરણ.

સુરબાળા ને સુશીલા એ બે બેનપણીઓ છે. તે એક બીજાને ઘેર આવે જાય, ને વાતચીત કરી આનંદમાં દિવસ કાઢે છે. એકવાર સુરબાળા સુશીલાને ત્યાં ગઈ ને વાત કરવા માંડી. વાત કરતાં વાત નીકળી એટલે સુશીલાએ કહ્યું મારા પતિ હંમેશા આનંદમાં રહે છે, અને વળી આજે પણ તેઓને આનંદ થયો છે.

સુન્બાળા—મારૂં બ્હેન, તારા પતી આનંદમા રહે છે તથા આનંદી આજે વધારે થયા તો ઘણુ સારૂં પણ મારે તો તારાથી ઉલટુંજ ચાલેછે

સુશીલા—કેળવણી તને ઓછી તેથી એમ થતુ હશે પતિ જેમ વશ કરવા તે વિશે આપણા જેવી મદગુણી સ્ત્રીઓથી કેમ બોલાય? તું **વશી કરણ વિદ્યાથી** તદન અજાણી છે, ખરૂં કેની!

સુરબાળા—હા એમ ખરૂં, પણ આજે તારા પતિ ચકાકાત વધારે પ્રમન્ન થયા તેનુ શુ કારણ તે મને કહેશે?

સુશીલા—હા, જો સાભળ, હું કહુ છુ એમણે મને કહ્યુ કે આજે મારે ઑફીસમા વહેલા જવુ છે, મારે રસોઈ વહેલી કરજે, મે કહ્યુ સારૂં એમ કહી રસોઈ ઉતાવળથી કરવા માડી રસોઈ થઈ ને કહેવા ગઈ કે જમવાની વખત થઈ છે ત્યારે એમણે કહ્યુ હજુ વાર છે થોડીવાર પછી જમવા આવ્યા પછી મે કહ્યુ કે મારે અગ્રેજી ભણવુ છે થોડુ ભણીછુ ને વધારે ભણીશ એમણે કહ્યુ સારૂં નવનવરાના વખતમા શીખવીશ તુ ગુજરાતી ક્યા સુધી ભણી છે? મે કહ્યુ કે છ ચાર ચોપડી શીખી છુ એ જમી રહ્યા ને હાથ મો ધોઈ આનંદથી પોશાક પહેરી ઑફીસમા ગયા હવે થોડા વાર રહીને આવશે જો આવી રીતે અમે ના વાર ગમત કરીએ છીએ સુરબાળા! જો સાભળ મારે ત્યા બીલકુલ તકરાર થતી નથી તારા પતિ રજનીકાત સાથે તારે કેમ તકરાર થાય છે! તે મને સમજાતુ નથી માટે આજે તુ તારી મને બધી વાત કર!

સુરબાળા—સુશીલા! હું શુ કરૂં! મારી સાથે જરા જરા વાતમા વાંકુ પાડે છે એટલે હું ચીડાઈ જાઉં છુ

સુશીલા સુરબાળા! એમ ચીડાઈ ન જઈએ કોઈ માણસનો વર્ત ભાવ એવો પણ હોય પણ વિચાર કરી ધીમેથી શાંત પાડીએ

સુરબાળા (ચીડાઈ ને)—કેવી રીતે એમને શાત પાડીએ તે તુજ ક્હેની

સુશીલા—અહો! તેમા શુ! તેમના કહેવા પ્રમાણે કરીએ ને એમના સામુ જરા પણ બોલીએ નહીં ક્રોધમા હોય તે વખતે મધુર અને નમ્ર

વચનથી શાંત પાડીએ. કોઈએ કહ્યું છે કે,—

કદી પતિ ક્રોધાય નહિ, એકજ નમ્ર વાણીથી,
કદી પતિ ક્રોધાય નહિ, સુંદરી જે હોય શાણીથી.

સુરબાળા–સારૂં જ્યારે ચીડવાશે ત્યારે એમ કરીશ ને તારી **વશીકરણવિદ્યા**નો ઉપયોગ કરીશ.

સુશીલા–જ્યારે ત્યારે એકનું એક કહેવું નહિ, અને આપણો વાંક હોય તો તે વાતની માફી પણ માગવી.

સુરબાળા–શું વાંક ન હોય તોપણ કહેવું કે મારો વાંક છે?

સુશીલા–વાંક ન હોય, તોપણ સામું ના કહીએ સમજી!

સુરબાળા–સમજી, સમજી, હવે એમ કરીશું.

સુશીલા–જો તું કેટલું જોરથી બોલે છે? આવી રીતે બોલે તો રજનીકાંતને ખોટું લાગેજ તો! જ્યારે આનંદની વાત હોય છે, ત્યારે તું કેવી વિવેકથી વાત કરે છે? તેવી રીતે પતિ આગળ નમ્રતાથી બોલીએ અને તું આવી રીતે ઘાંટા પાડીને બોલેછે, ઘડી ઘડીમાં ચીડાઈ જાયછે, તેથીજ રજનીકાંત તારે વશ નથી.

સુરબાળા–બેન, મેં સાંભળ્યું છે કે વ્રત કરવાથી પતિ વશ થાય. માટે એમજ કરૂં એટલે મારા પતિ મારાથી સદાય વશ **થશે**–ખરૂં કેની!

સુશીલા–(મનમાં વિચાર કરવા લાગી કે મારે તો એને ગમે તે રીતે સુધારવી?)

વાહ વાહ! તું એવું કેવું બોલે છે? પતી વશ કરવા સારૂ વ્રત કરવાનું તે પહેલાં મેં તને **વશીકરણવિદ્યા** કહી તે છે. તે પ્રમાણે તું કર.

સુરબાળા–વ્રત કરવા કરતાં એક મંત્ર છે તેનો જપ કરીશ. એટલે મારા પતિ એની મેળે મારે વશ થશે.

સુશીલા–સુરબાળા! તારી આવી વાણીથી હું અત્યંત દીલગીર છું; કારણકે પતિ તો એકજ ઉપાયથી વશ થાય.

સુરબાળા–અહેન સુશીલા! કેમ વળી પતિ તો મંત્ર કે વ્રતથીજ વશ થાય તો?

સુશીલા-તારો મંત્ર કે વ્રત કોઈ પણ દેવ માનશે નહિ. ને મારી વિદ્યા સર્વ દેવ માનશે, માટે એજ કર.

સુરબાળા-સારૂં ત્યારે તારી **વશીકરણવિદ્યાનો** હું ઉપયોગ કરીશ.

સુશીલા-અરે, સુરબાલિકા સમાન સુરબાળા ! જે વિદ્યા મેં તને બતાવી છે તેજ પ્રમાણે કર.

સુરબાળા-એવી હું ક્યાં ખટપટ કરૂં ?

સુશીલા-એમાં ખટપટ શાની ! હું તને સહેલી રીત બતાવુંછું તેમજ કર.

સુરબાળા-(વિચાર કરીને ધીમેથી)-ઠીક ત્યારે, એમ કરીશ.

સુશીલા-ચોકખું બોલ, કે તેમજ કરીશ. તેમાં કાંઈ મહેનત પડવાની નથી. ફક્ત ઢબ વાંકી ચુંકી થઈ જાય તે અટકાવવાની છે. તું સારૂ ભણી નથી, તેનું આ પરિણામ ! મારે ત્યાં થોડા દિવસ રહેજે, હું તને ભણાવીશ, પછી તું રજનીકાંત પાસે અભ્યાસ વધારજે.

જો બીજી એક મારી બહેનપણી હતી, તે પણ આમજ સુખી થઈ. તેણે એક કવિતા પણ જોડી હતી.

(વસંતતિલકા.) હે બુદ્ધિશાળી, ગુણસંપન્ન પ્રાણ પ્યારી !
છે બે'ન ! એક વિનતી તુજ પાસ મારી;
આધીન થાય પતિ કેવળ જેવી રીતે,
તેવો ઉપાય દરશાવ તું સીદ્ધ પ્રીતે.
યોજ્યા ઉપાય બહુ તો પણ લેશ શાણી !
સ્વામી થયા ન વશ તેથી અતી મુંઝાણી.

આ ઉપરથી મેં તેને કહ્યું હતું કેઃ—

ચીંતા વૃથા ન કર તું; વશ નાથ થાએ,
તેવો ઉપાય કહું, તે ધર ચિત્ત માંહે;
રાખી સદા વિનયને, પતિ સેવ ભાવે,
થાશે સદા વશ, કદી નવ કષ્ટ આવે.

સુરબાળા–બ્હેન ! સ્વામી વશ કરવા સારૂ ઠીક ઉપાયો બનાવ્યા છે. હવે હું સંપૂર્ણ સમજી કે પતિની સેવા કરવાથીજ પતિ વશ થાય છે.

સુશીલા–ઘેર જઈને મારી વિદ્યાનો ઉપયોગ કરજે. (બે જણાં છુટાં પડવાની તૈયારીમાં સુશીલાનો પતિ ચંદ્રકાંત ઑફિસથી આવ્યો.)

ચંદ્રકાંત-કેમ ! શુ વાતો કરો છો ?

સુરબાળા–કાંઈ નહીં એનો અમારી બેનપણીઓની વાતો.

હું જાઉં છું એમ કહી સુરબાળા જાય છે. ને જે પ્રમાણે સુશીલાએ **વશીકરણવિદ્યા** ભણાવી હતી, તે પ્રમાણે ઘેર જઈ વરતી–સુરબાળા સુખે દિવસ કાઢે છે.

સુરબાળા ઘેર જઈ લુગડાં કાઢી ઘોડીવાર ખુબ રડી. પછી વિચાર કરવા લાગી કે હમણાં મારા પતિ આવશે એટલે મેં ધોઇને પોતાના પતિ સારૂ ખાવાનું કાઢીને ઘરની વસ્તુઓ સાફ કરતી હતી, એટલામાં રજનીકાંત આવ્યો. રજનીકાંત કપડાં કાઢી બેઠો હતો, ત્યાં સ્વચ્છ લોટામાં પાણી સુરબાળા લાવી.

રજનીકાંત આ જોઇને વિસ્મય પામ્યો કે કોઇ દિવસ નહીં અને આજે આવું ક્યાંથી ! રજનીકાંત વિચાર કરવા લાગ્યો કે લાવ આજ એની પરીક્ષા લઉં ?

રજનીકાંત–કેમ, આજે ક્યાં ગઈ હતી ?

સુરબાળા-વહાલા ! આજે મારી બ્હેનપણી સુશીલાને ત્યાં ગઇ હતી.

રજનીકાંત–આજે તારા આવા વિનય પ્રીતિમા શબ્દ સાંભળી આશ્ચર્ય લાગે છે. આગળ હું તને પૂછતો તો તું-મને ખાવા ધાતી; કાંઈ સુશીલાને ત્યાંજ તું આજ શીખી આવી લાગે છે, કારણ કે તે ઘણી ડાહી છે.

સુરબાળા–હા, તેમજ છે. હવે હું તમને કદી પણ હુંકારા હુંકારા કરનાર નથી. અને હવે પછી આપ મહેરબાની કરીને ભૂતકાળની વાત વિસારે પાડજો. કારણ કે તે વાત યાદ આવતાં મારૂં કાળજું કોરાઈ જાય છે.

રજનીકાંત-શું તને સુશીલાએ એક દિવસમાં આટલું બધું જ્ઞાન દઈ દીધું, તે તું બધીજ સુધરી ગઈ? હું કાલે સુશીલા પાસે જઈશ અને તેને ધન્યવાદ આપીશ, અને તેનો ઉપકાર માનીશ; ખરેખર સુશીલા સુશીલજછે.

સુરબાળા–સ્વામીનાથ! હું પણ સુશીલાનો ઉપકાર માનુંછું. હું કે જે નદનજ મૂર્ખ હતી, તેને એક કલાકમાં સુધારી તે કંઈ જેવી તેવીવાત છે?

---

# હીરાબહેન મથુરભાઈ.

## ૧૬૧—માતૃધર્મ.

દેશના સુધારાનો આધાર માતા ઉપર છે, એમ જે નેપોલીયને કહ્યું છે તે સત્યજ છે. દેશની પ્રજા બળવાન, વિદ્યાવિનોદિ અને ધર્મિષ્ઠ થાય એ સૌ કોઈ ઇચ્છે, અને એ અત્યુત્તમ ઇચ્છા કાંઈ આકાશકુસુમવત નથી; જો શ્રમ કરવામાં આવે તો તે ફળિભૂત થાય તેમ છે; પરંતુ એ શ્રમ જો વ્યવસ્થિત થયો હોય તોજ.

હિંદુસંસાર સ્ત્રીકેળવણીના અભાવને લીધે કટંગો થઈ પડયો છે એની તો કોઈથી ના કહેવાય તેમ નથી. સ્ત્રીઓને વિદ્યાદેવીથી વિમુખ રાખવાનો સંપ્રદાય પ્રત્યેક જ્ઞાતિમાંથી નાબુદ થાય તોજ ઉન્નતિની આશા રાખી શકાય. સ્ત્રીઓને ભણાવી ગણાવી હોશિઆર બનાવવી અને સ્ત્રીકેળવણીનો [illegible] વધારે કરવો એ સંબંધી માસિકોમાં વારંવાર લખાય છે. તોપણ [illegible] અમલ હજુ પુરેપુરો નહિ થએલો હોવાથી તે સંબંધી વધારે [illegible] જરૂર હું ધારૂં છું. અને સ્ત્રીકેળવણીના એક અંગ તરીકે આ [illegible] એટલે ભવિષ્યની ઉત્તમ પ્રજાની માતા તરીકે સ્ત્રીઓનું શું [illegible] તે સમજાવવા મેં આ લેખમાં કાંઈક યત્ન કર્યો છે. હિંદુ[illegible]

હાનિકારક રૂઢિને લીધે માતા તરીકેની જવાબદારી સમજ્યા પહેલાં મારી કેટલીક બ્હેનોને માતા થવાનો સમય આવે છે. અને તેવે વખતે પોતાના કર્ત્તવ્યનું ભાન નહિ હોવાથી પરિણામે દુઃખકારક ભૂલો તેઓ કરે છે. સાસુ નણંદના દબાણથી કે પછી પોતાની અજ્ઞાનતાથી સ્ત્રી સગર્ભા હોય છે ત્યારથીજ ભૂલોની શરૂઆત કરે છે. પણ તેણે જાણવું જોઇએ કે ગર્ભાધાન થયું ત્યારથીજ તે માતા તો થઈ ચૂકી છે એટલે પ્રથમ ગર્ભિણી દશામાંજ માતા તરીકેની કેટલીક ફરજ તેને અદા કરવાની હોય છે. અપથ્ય ખોરાક ગર્ભને નુકસાન પહોંચાડે છે, માટે વૈદ્યકશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પથ્યાપથ્યનો વિચાર કરવો જોઈએ. બાળકની મનોવૃત્તિ ઊંચા પ્રકારની થાય તેટલા સારૂ તેવી સ્ત્રીઓએ સારાં સારાં પુસ્તકો વાંચવાં જોઇએ. અભિમન્યુ કૃષ્ણના મુખથી માતાના ઉદરમાંજ કોઠાયુદ્ધ શીખ્યો હતો. આ પૌરાણિક દૃષ્ટાંત સૂચવે છે કે સગર્ભા સ્ત્રીઓએ પોતાનું મન ઉચ્ચ અને ધર્મપરાયણ રાખવું કે બાળકનામાં પણ તેવા ગુણો અવતરે.

જેટલી જવાબદારી ગર્ભિણી અવસ્થામાં છે, તેટલીજ—બલ્કે તેથી પણ વધારે જવાબદારી સ્ત્રી સંતાનવતી થાય ત્યારે છે. ખનીજ પદાર્થો ખોદી કાઢવા મહેલા છે. પણ બહાર કાઢ્યા પછી માટી વગેરેથી મુક્ત કરી તેને પાસા પાડી મનોહર બનાવવા તેમાંજ ચતુરાઈ રહેલી છે. અનિવાર્ય માતૃસ્નેહને લઈ કેટલીક હર્ષઘેલી માતાઓ બાળકનું હૃદયથી જાદે લાલન કરે છે. અને બાળપણમાં એવી અયોગ્ય છૂટ મળવાથી—સંગદોષથી તેઓ દુર્ગુણી થાય છે. આવા પુત્ર-પુત્રીને જો તેના પિતા તરફથી કાંઇપણ શિક્ષા કરવામાં આવે તો તેવે પ્રસંગે બાળકનો પક્ષ કરી સ્ત્રી પતિની સાથે ઝગડો મચાવે છે. આવા અપત્યવાત્સલ્યનું પરિણામ એ આવેછે કે એ સ્વહસ્તે ઉછેરેલાં વિષવૃક્ષનાં ઝેરી ફળો લાલન કરનારનેજ ચાખવાં પડે છે.

માટે—लालने बहवो दोषास्ताडने बहवो गुणाः

तस्मात्पुत्रं च शिष्यं च ताडयेन्नतु लालयेत्.

છોકરા તથા છોકરીઓ બન્નેને કેળવણીની સરખી જરૂર છે, એ કેટલીક સ્ત્રીઓ જાણતી નથી. કન્યા સાત આઠ વર્ષની થઈ કે માતા તેને ઘર કામમાં જોડી દે છે. હા, કન્યાઓને ગૃહકાર્યો શીખવવાં આવશ્યક છે ખરાં. પણ તે સાથે તેને વિદ્યાદેવીની પ્રસાદી લેવાનું પણ શીખવવું જોઈએ. પોતે વહેમથી મુક્ત થઈ બાળકોને વહેમ રહિત બનાવવાં. વળી પ્રત્યેક માતાએ પોતાનાં બાળકને બાળપણથીજ સાચું બોલવાની હિંમત રાખતાં શીખવવું જોઈએ. જે માતા સત્યને વધુ ચહાતી હોય તેનું બાળક ભાગ્યેજ અસત્યભાષિ થાય ! સત્યકામ ગૌતમ ઋષિની પાસે ઉપનયન લેવા ગયો ત્યારે ગૌતમે તેને ગોત્રનું નામ પૂછયું. ગોત્રથી અજ્ઞાન તે બાળક પોતાની માતા જબાલા પાસે આવી પૂછવા લાગ્યો. તેણીએ જવાબ આપ્યો કે તારા પિતાની સેવારૂપ પ્રવૃત્તિને લીધે હું ગોત્રનું નામ જાણતી નથી. આ સાંભળી સત્યકામે ગૌતમને આવીને કહ્યું કે મારી માતા ગોત્ર જાણતી નથી. અને હું પણ જબાલાનો પુત્ર છું, એ સિવાય બીજું કશું જાણતો નથી. આ હિંમત ભરેલાં વચનોથી મુનિએ પ્રસન્ન થઈ તે શૂદ્ર નથી એમ કલ્પી ઉપનયન આપ્યું. કહો ! હાલની કોઈ સ્ત્રી કે બાળક આવું સત્ય બોલવાની હિંમત ધરી શકશે? માતા સાધ્વી અને ધર્મપરાયણ હોય તોજ બાળકને સહૃદય બનાવી શકે. પોતાનાં પુત્ર-પુત્રી વિનીત, સભ્ય અને નિરભિમાની થાય તે તરફ તેણે કાળજી રાખવી જોઈએ. ઘેર આવતાં માણસો પ્રત્યે તેમને ઘટે તેવા યોગ્ય સન્માનપૂર્વક વર્તતાં શીખવવું,- ખુશામત કરવાની ખોટી ટેવ તથા ચાડી ચુગલી કરી પ્રિય થવાની નિચવૃત્તિનો માતાએ ઉચ્છેદ કરવો જોઇએ. સત્યવક્તાપણું, ધર્મ ઉપર પ્રેમ તથા શ્રદ્ધા, વડિલો તરફ માન અને પ્રીતિ તથા અસાધારણ ધૈર્ય ઇત્યાદિ સદ્ગુણોનો સંચય કરવાનું બાલ્યાવસ્થામાંથીજ માતાએ શીખવવું. કોઈ અંગ્રેજ ગ્રંથકારે માણસના મનને કુદરત સાથે સરખાવ્યું છે. જેમ જમીનમાં કાંઇપણ બીજ વાવવામાં ન આવે તો તૃણાદિ જેવા હલકા પદાર્થો સ્વતઃ ઉગી નીકળે છે. તેમ બાળકના મનમાં માતારૂપ ખેડુતથી જો સદ્વર્તનનું બીજ ન વવાય તો દુર્ગુણોનું વાવેતર થવાનુંજ. માતા તરીકે એક અગત્યની ફરજ બાળકોને સ્વચ્છ રાખવાની છે. પૈસા

ખરચી મોઘા કપડા ખરીદવાની શક્તિ તો ન હોય, પણ સ્થિતિ પ્રમાણે અંગ ઢાકવા જે મળે તો સ્વચ્છ તો રાખી શકાય પોતે સ્વચ્છ રહી બાળકને સ્વચ્છતાપ્રિય બનાવવુ અનુકરણ શક્તિ બાળકોમા વધારે હોય છે નાનપણમા તે માતાના સહવાસમા આવે છે તેથી તેનામા તેના જેવા ગુણો આવે એ સ્વાભાવિક છે માતાની હાનિકારક ટેવો બાળકમા પ્રવેશ પામે તો ઘણુજ અનિષ્ટ થાય હાલ મોટી ઉમ્મરના સજ્જન માણસો પણ ટેવના દસા ણુમા દસા [જ] કેવળ તેના દાસ બનેલા આપણે જોઇએ છીએ તેનુ કારણુ બાળપણની નુકશાનકારક ટેવજ છે ઉદ્યોગ સ્વાશ્રય, વગેરે ગુણો પરિણામે લાભકારક છે એ માતાઓએ ભૂલવુ જોઇએ નહિ 'કેળવાએલી માતા સો શિક્ષકની ગરજ સારે છે'—આ ઉક્તિ દરેક માતાએ તેમજ માતા થવા ઇચ્છતી બાળાઓએ સદા ધ્યાનમા રાખવી

*લોકે ગરીયસી માતા*, માતાની મહત્તા વિષે અનેક શાસ્ત્રો સાક્ષી પૂરે છે તેની ખાતરી કરવી હોય તો એક દુષ્ટ અને કૃતઘ્ની પુત્રને માતાના સ્નેહ વિષે પૂછો! ગમે તેવો તે પાપી હૃદયનો હશે તોપણ અવશ્ય એવોજ પ્રત્યુત્તર આપશે કે માતાનુ ઋણ ચુકવવા અનેક જન્મો વ્યતીત થાય તો પણ કોઈ દિવસ એ ઋણ પુરૂ થવાનુ નથી, આવા ગૌરવવાળી માતાઓએ કર્તવ્યવિમુખ થવુ એ કેટલુ દિલગીરી ભર્યું ગણાય?

બાળકને સદ્ગુણી બનાવી સમાજની ધુરા વહન કરવાને લાયક કરવા એટલેથીજ કાંઈ માતૃધર્મ અટકતો નથી હિંદુસંસારમા સાસુ વહુના કલેશો જે આપણે ઘેરઘેર જોઈએ છીએ, તે પણ બહુધા માતૃધર્મની ખામીને લીધેજ થાય છે અજાનતાથી કે ઉદારતાના અભાવે કેટલીક માતાઓ પુત્ર અને પુત્રવધુને સુખી જોઈ ઈર્ષ્યાગ્નિથી બળી જાયછે ને ઘરના વહુએ કરેલા કાર્યોમા નજીવી ભૂલો કહાડી તેના ભાઈ બાપને ગાળો ભાંડે છે! સદ્ગુણી માતા પુત્રના સંસારબાગનુ સુમન છે, જ્યારે એક હલકા મનની નીચ માતા પુત્રના સંસારવૃક્ષને નાશ કરવાનો કુહાડો છે મૂર્ખ અને નાલાયક ધણીને પનારે પડેલી કેટલીક બાઈઓ ધણીને માઠું લાગશે એમ

જાણી સાસુનો જુલમ સહન કરે છે. તોપણ તેનું ઉંડું અંતર સાસુને શ્રાપ આપ્યા વિના રહેતું નથી. જે માતા પુત્ર ઉપર પ્રેમવાળી હતી, તેજ માતા પુત્રવધુ આવતાં પોતાના છોકરાને નામર્દ, સ્ત્રીવશ વગેરે હલકા શબ્દોથી તિરસ્કારે છે અને પોતાનું ગૌરવ પોતાને હાથેજ ન્યૂન કરે છે. માતા તરીકેની મારી આર્યબહેનોની આ કેવી વર્તણુંક?

સુંદરીસુબોધ.

---

# મિસિસ સુરજબહેન.

## ૧૬૨—વેદમાં સ્ત્રીનું સ્થાન.

આ વિષયપર લખાએલા વેદ મંત્રોના આધારે આ વિષય હું યથાશક્તિ ચર્ચીશ અને ત્યારબાદ પતિ અને પત્ની વચ્ચે શો સંબંધ છે તે વર્ણવવા પ્રયાસ કરીશ. આટલી થોડી શરૂઆતની ટીકા બાદ હું આ વિષયને લગતા વેદના મંત્રો અત્ર આપુંછું.

(१) इडेरन्ते हव्ये काम्ये चन्द्रे ज्योतेऽदित सरस्वति महि विश्रुति ।
सतानिऽध्न्ये नामानि देवेभ्यो यासुकृतं ब्रूतात् ॥

(२) आजिघ्रकलशम्मह्यात्वा विशन्तु इन्द्रवः ।
पुनरुर्जा निवर्त्तस्वसानः सह अन्धुक्ष्वोरुधारापयस्वती ॥
पुवर्मा विशताद्रयिः यजु० अध्य० ८ मं० ८१–८०

(૧.) સ્ત્રી "इडा" કહેતાં પૂજ્ય છે; સ્ત્રી તે છે કે જેને સન્માન ઘટે છે તે ખરેખર ગૃહસ્થાશ્રમનો ઉજાસજ છે. હમેશાં મધુર વચની અને

આનંદી, આનંદન આપનારી અને ચંદ્રમા જેવી શાંત પ્રકૃતિવાળી, તે ધર્મના પ્રકાશરૂપ છે તેના આંતર સ્વભાવની કોઈપણ રીતે અવગણના કરવી જોઈતી નથી તે નારીની, આપણા પવિત્ર ધર્મ્યાગની (મહિ) વાસ્તવિક દેવી, બુદ્ધિ પ્રભાવશાલિની વેદમાં નિપુણ ! અનાશવંત-ગાયના જેવી નમ્ર અને પોષણ કરનારી છે. અહો ! દેવી ! આ તારા જુદાજુદા નામો છે ! તુ મને માયાળુ શબ્દો કહુ અને સદાચરણી કાર્યોનો ઉપદેશ કર, કે જેથી હું હૃદય અને મન ઉભયના ઉત્તમ ગુણોને પ્રાપ્ત થાઉં

(૨) હે દેવી ! તું ખરેખર મહાન્ છે તું અમારી પૂજાનુ પાત્ર છે આવ અને માન ગૃહરાજ્યની રાણી થા કે જ્યાં તારે લીધે હુ મધુર મતો પામુ અનેક પ્રકારની સમૃદ્ધિ-નવનિધિ-તને પ્રાપ્ત થાઓ અને એ ગૃહરાજ્યની ગાદી પર બેસીને માનવ દુખોનુ તુ સાન્ત્વન કર, તુ અમને હજાર ગણુ બળ આપ હે અનેક પ્રકારના વિજ્ઞાન અને શિક્ષાને ગ્રહણ કરનારી-જાણનારી ! હે પુષ્કળ દૂધ અને ઘીરૂપ આશીષોથી ભરેલી દેવી ! તારી મારફત મને ભૌતિક તેમજ આધ્યાત્મિક આબાદી પ્રાપ્ત થાઓ

આહા ! આ મંત્રો કેટલા બધા મધુર છે તેઓ અબળાની કીર્તિ કેટલા ઉચ્ચ અને ઉમદા શબ્દોમાં પ્રતિપાદન કરે છે ! વાસ્તવિક રીતે તે ઘરમંદિરની રાણી અને અધિષ્ઠાતા દેવી (Presiding Deity) છે પવિત્ર હોમાગ્નિની માફક-અને જાણે કે તે પોતેજ યજ્ઞના અગ્નિનું પ્રતિબિંબજ નહિ હોયને ! તેમ હમેશા માન પામવા લાયક, કદી પણ નહિ અવગણના થવી જોઈએ એવી, કદી પણ અસતોષ અપમાન થવુ જોઈએ નહિ એવી, પ્રજોત્પત્તિનુ મૂળ કારણ કે જેમાંથી આખી સૃષ્ટિ સર્જાઈ છે, તે 'અદિતિ' તે જાતેજ વરની પુણ્યશાળી અને પવિત્ર દેવીના જેટલી કુલિન અને ઉદાર તેના જેટલી પુણ્યાત્મા અને શુદ્ધ કરનારી અન્ય કોઈજ નથી તે જનમ માત્રનો સૌથી મહાન્ શિક્ષક છે વેદવાણીની માફકજ તે હમેશાં સર્વ શક્તિમાન પરમાત્માના ગુણાનુવાદનો ઘોષ કરતીજ હોય છે તે કુદરતના સામ્રાજ્યમાં સૌથી શ્રેષ્ઠ અને અત્યંત મનોહર છે જે મનુષ્ય જાતને શ્રેષ્ઠ પ

ચલાવે છે અને તેને પ્રતિષ્ઠાએ પહોંચાડે છે, તે સૌથી વધારે પવિત્ર અને ઉમદા ગુણોનું સ્થાન સ્ત્રીજ છે. પુરાતન કાળથી અને તે પણ સભ્ય અથવા જંગલી-સધળા પ્રદેશોમાં તે પુરૂષના માનનું પાત્ર ગણાઈ છે અને તે પણ અવાસ્તવિકપણે તો નહિજ! તેનામાં કુદરત સૌથી વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. તે ખરેખર કુદરતનું પ્રતિબિંબજ છે. તે એક અનુકરણ કરવા જેવો નમુનો, અને મનુષ્ય સમાજની વર્તણુંક નિર્માણ કરનારી છે. ગાય અને ધરતી માતાની માફક તે મનુષ્ય જાતની પોષણ કરતી છે. બાળકને જન્મ આપનારી એજ છે. બાળક જેને ધાવીને મોટો થાય છે તે પણ એજ છે. તે એજ છે કે જેની હાજરી અને સાન્ત્વન કરનારા મધુર શબ્દો દુઃખ અને પીડા દૂર કરે છે. તે એજ છે કે જે પુરૂષને માટે સ્વર્ગનાં દ્વાર ખોલી આપે છે. તેના એકલીનામાંજ પુરૂષનો પ્રેમ સમાયલો છે. રે! એટલુંજ નહિ પણ તે **જાતે પ્રેમનો અવતારજ છે.** તે પવિત્ર વિચાર (પ્રેમનો), તે અપૂર્વ-દુર્લભ-બક્ષીસ, તે સર્વોત્તમ ગુણ કે જે એકલોજ સ્વર્ગમાં જવાના પરવાનારૂપ મનાયો છે અને ભવિષ્યમાં હમેશાં મનાશે તે પણ જાતેજ છે. હા! નિઃશંક સ્ત્રી વિના આ દુનિઆ, 'પ્રેમ' એ પવિત્ર વિચારશૂન્ય હોત! તેના વિના એ ગુણ કોણ જાણે કયાંએ ઢંકાએલો પડયો રહ્યો હોત! તે એકલીજ એ ગુણને વિકાસ પમાડે છે, પૂર્ણ બનાવે છે, તેથીજ તે **रत्ना** અને **काम्या** રમણીય અને ઇચ્છવા યોગ્ય કહેવાય છે. તેના વિના ગૃહસંસાર અંધારો ખીન્ન અને સુનો સુનો ભાસે છે; અને તેથીજ તેને **ज्योति** અને **चन्द्राना** નામથી સંબોધવામાં આવે છે, એટલે કે તે ગૃહસંસારનો પ્રકાશ અને જીવન છે. તે હમેશાં માન્ય કરવા લાયક અને કદી પણ નહિ ધુતકારવા અને નહિ ફેંકી દેવા લાયક છે, તેથીજ તેને **हव्या** અને **अघ्न्या**·એટલે પૂજ્ય અને માન્ય કરવા લાયક કહેવામાં આવે છે, પવિત્ર હોમાગ્નિ કે જે એક વખત સળગાવ્યા પછી કદી પણ હોલવી શકાતો નથી, તેમજ તજી શકાતો નથી તેની માફક સ્ત્રી પણ પૂજ્ય અને ગ્રહણ કરવા લાયક, મતલબ કે અનાજ્ય અગર તલાક નહિ આપવા લાયક

પ્રિય વાચનાર ! તું સ્ત્રી હો પુરૂષ હો સ્ત્રીના સમાન હ ! અને પ્રતિજ્ઞાનો પક્ષપાતી હો કે વિરોધી હો જે હો તે હો પરંતુ ઉપલા શબ્દોમાં સ્ત્રીના 'મધ્યની લેશ પણ અતિશયોક્તિ છે એમ કહેવાની તારી તાકાત' નથી વેદોમાં એવા અત્યુક્તિ કરનારા શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યોજ નથી પુરૂષની દુરાગ્રહી આંખે સ્ત્રી જાતિના આ ગુણો કદાચ નહિ પણ દેખાય પરંતુ પરમાત્માની વાણી—વેદવાણી તો તેને આ માનની ઉચ્ચ પદવી આપે છે પત્નીઓ પતિ વિનાના ઘરને "તળીયા" અને 'ડેરા" કહીને ધિક્કારી નાખે છે તે ઘણાએ સાંભળ્યું હશે શું તમે પોતેજ તમારી જીંદગીમાં કદિ નથી અનુભવ્યું કે ગૃહિણી કદાચ પ્રસંગોપાત બહાર ગઈ હોય છે તો ઘર આનંદ રહિત—સુનું સુનું ભાસે છે ! સત્ય છે કે આ લક્ષ્મી અને સરસ્વતી—દ્રવ્ય અને વિદ્યાની દેવીથીજ ઘર આનંદી અને સમૃદ્ધિવાન બને છે દરેક નામ સાથે **દેવી'** શબ્દોનું જોડાણજ તે ગુણ છે—તેનું સમાગમા કયું સ્થાન છે—તે પ્રતિપાદન કરે છે એટલાજ માટે તેને **વામા** અને અર્ધાંગના કહેવામાં આવે છે

નીચે હું સ્ત્રીના ગુણો અને ફરજોનું વર્ણન આપતા યજુર્વેદના કેટલાક ચુંટી કાઢેલા મંત્રો ટાંકી દેખાડુંછું આશા રાખવામાં આવે છે કે તે ઘણાજ ઉત્સાહથી વંચાશે, કારણ કે ગૃહવ્યવહારમાં સ્ત્રીનું કયું સ્થાન છે અને હોવું જોઈએ તેનો યથાર્થ ચિતાર તે મંત્રો આપે છે એમ છતાં તેમ કરતે પહેલાં હું પરણેલા તેમજ હવે પછી પરણનારા એવા મારા વાચકોની ચોરીની આસપાસ ફેરા ફરતી વેળા તેમને બોલવા પડતા મંત્રો યાદ કરીને તેમનો સાર સમજવા સ્મરણ કરાવવા ઈચ્છુંછું પ્રિય વાચક ! સ્ત્રીની પ્રતિજ્ઞાનું નિમ્ન લિખિત શબ્દોમાં ગાન કરવાનું વચન આપવા તેમાં તને ફરમાવવામાં આવ્યું છે —

(૧) ओं सरस्वति प्रेदमव सुभगे वाजानीवति ।
यान्त्वा विश्वस्य भूतस्य प्रजामासस्याग्रत ॥

यस्या भूतऽमम भवद्यस्या विश्वमिदं जगत्।
तामद्य गाथा गास्यामि या स्त्रीणायुत्तम यशः॥

'હે ! નિદ્યાદેવી ! સમૃદ્ધિ અને બળ આપવાવાળી ! જેણે તારૂ પાણી ગ્રહણ કર્યું છે તેનુ તુ રક્ષણ કર આ વિશ્વનુ પ્રથમ મૂળ છે તારાથીજ મનુષ્ય જાતની ઉત્પત્તિ છે આખી સૃષ્ટિ તમારામાજ સમાએલી છે હુ તારા ઉત્તમ ગુણોની કીર્તિનુ હમેશા ગાન કરીશ"

(२) कन्या उतत्वया वय धारा उदन्य इवाति गाहे महि द्विपः।

'હે તેજસ્વી કન્યા ! તારી મહાયથી હુ જેમ પાણીનો ઝરો પોતાની આગળ ગયો મેલ ધમડી જાય છે તેમ શત્રુઓને હુ મારી આગળ ધસડી લઈ જાઉં '

(३) अह निष्यामिमयि रुपमस्या वेददित् पश्यन् मनसा कुलायनस्ते ममद्मि मनसोद्मुच्ये स्वय श्रथ्नानो वरुरणय पाशान्।

"હુ મારા કુટુબનુ કલ્યાણ ઇચ્છતો હોવાથીજ તારા આનદી ચહેરાની પ્રાપ્તિ અને તેમા આનદ પામતા હિન્દુ હુ તુ સાગ્ગણી કાર્યો કરુ હુ કદી પણ મારા મનમા કોઈ ખરાબ વિચાર અગર યુક્તિ આવવા દઈશ નહિ, નહિ કે હુ તારાથી વેગળો રહીને એકલોજ કઈ ચીજનો ઉપયોગ કરીશ આ પ્રકારે તારી સાથે મળીને રહીને અસુરના બધનોને છિન્નભિન્ન કરી નાખીશ—"

(४) ओ अमोऽहमस्मि सात्व सात्वमसि, अमेऽहम सायूम्रहमस्मि ऋत्त्वत्व द्यौ रह पृथिवी त्व ताविय विवाहा वैह सहरेता दधा वैह प्रजाय प्रजा प्रजनया वहै पुत्रान विन्दावहै वहन् ते सन्तु जरदष्टयः सम्प्रयो रोचिष्णू सुमणस्य मानो पश्येम शरदः शतम्।

'વાસ્તવિક રીતે ગઢરૂપી યજ્ઞમા હુ પ્રાણ રૂપ છુ જ્યારે તું વાણીરૂપ (પ્રાણ અને વાણી એ મળીને યત પુરો થાય છે એટલે કે તુ વાણીની

જગ્યા સાચવે છે, જ્યારે હું પ્રાણની જગ્યા સાચવું છું. હુ સામવેદ રૂપ છું જ્યારે તું ઋગ્વેદ સમાન છે હું જ્યારે શ્લોક રૂપ છું, ( કે જે પ્રકાશના કિરણો અને વરસાદ મોકલે છે) જ્યારે તું પૃથિવી રૂપ છે કે જે તેને ગ્રહણ કરે છે. સારાંશ કે હું બીજ વાવનાર અને તું તે કે જેમાં બીજ પોતાનું મૂળ પેસાડે છે અને પુષ્ટીને પામે છે. આપણો ઉભયનો સંબંધ થાય અને પરસ્પરના ગુણો ગ્રહણ કરીએ, પ્રજોત્પત્તિ કરીએ, અને વૃદ્ધાવસ્થા સુધી જીવે એવા પુત્રોને જન્મ આપીએ. આ પ્રમાણે એકમેક સંતુષ્ટ કરીને અને એકમેકથી સંતુષ્ટ રહીને, દૃઢ મગજવાળા, આંખ અને કાન સલામત એવા સો વર્ષ સુધી જીવી શકીએ."

(૧) पत्नि त्वमसि धर्मस्याहं गृहपति तव यमेममस्तु यो व्यामहं चादाद् बृहस्पतिः ।

"પવિત્ર કાયદા પ્રમાણે તું મારી પત્ની અને હું તારો પતિ છું. તું મારી આરાધનાનું પાત્ર છું. આ સૃષ્ટિના સરજનહાર તરફથી તું મને બક્ષીસમાં મળેલી છે. તારા પતિ તરીકે મારી સાથે તું સો વરસ જીવ અને છોકરાંને જન્મ આપ."

હવે હું સ્ત્રીના ગુણો અને ફરજને વર્ણવે છે એવા મન્ત્રો આપુંછું. આ મન્ત્રોનો દેવતા એકલી પત્ની છે કે પતિ પત્ની બેઉ છે એ શોધી કહાડવું ઘણું અગત્યનું છે. થોડાક મંત્રોને તેમના દેવતા તરીકે અગ્નિ છે, પણ ત્યાં સ્ત્રીને અગ્નિની સંજ્ઞાથી જણાવે છે, અને આ સૃષ્ટિમાં અગ્નિ જેટલો ઉપયોગી છે તેટલીજ મનુષ્ય વ્યવહારને પવિત્ર અને ઉપયોગી તે (સ્ત્રી) છે એમ કહેવામાં આવ્યું છે. સતપથ બ્રાહ્મણમાં માનસિક સંબંધને **वाजपेय यज्ञ**ના નામથી વર્ણવ્યો છે.

(१) शर्मचस्थो वर्मचस्थोऽछिद्रे बहुल उभे व्यचस्वती संवसाथाभृनमग्निं पुरीष्यम् । यजु० अध्य० ११ मं० १३ ।

'હે પરિણિત યુગલ' તમે એકમેકની શાંતિ છો તમે પરસ્પર રક્ષણ કરનારી ગાલ છો બગાડ રહિત બ્હોળી સમૃદ્ધિવાળુ આ ઘર તેમા રહો અને તંદુરસ્તી અને દ્રવ્ય આપનારા હોમાગ્નિનો તેમા અભિષેક કરો !"

(૨) लोक पृणच्छिद्र पृणस्य अथोसीद ध्रुवात्व इन्द्राग्नि त्वा बृहस्पति रस्मिन या नावसीपदन ।

'હે પ્રતાપી નવોઢા (કન્યા)! કુટુબને સુધાર અને શુદ્ધ કર, તેની ખામીઓ દૂર કર અને પછી આ ઘરમા તારી સત્તા જમાવ વેદોનો અને સૃષ્ટિનો સ્વામી પરણેલા યુગલને ઇદ્ર અને અગ્નિની માફક (ગૃહરાજ્ય પર) અભિષેક કરો !"

આ મંત્રોમા પતિ પત્નીને એકમેકની શાંતિ અને રક્ષણ કરનારૂ બખ્તર કહેવામા આવ્યા છે ખરી રીતે પતિ પત્ની બન્ને સાથેજ ચઢે અને પડે છે, અને દરેક જણ બીજાની વર્તણુક નિર્માણ કરવામા મદદ કરે છે પરતુ બીજા મત્રમા બતાવ્યા પ્રમાણે અગ્રસ્થાન સ્ત્રીનુ છે, કારણ કે સ્ત્રીની યોગ્યતા આખા કુટુબની અને પરિણામે આખા રાષ્ટ્રની લાયકાત નિશ્ચિત કરે છે'

(૩) समितऽसकल्पे था सप्रयौ शेचिष्णु सुमनस्यमान्सौ इषं भूर्जय मिसवसापौ । यजु० अध्य० १२ म० ५७

"અન્યોન્ય ચહાતા અને એકમેકને આહ્લાદ આપતા તંદુરસ્તી અને સમૃદ્ધિ પ્રાપ્ત કરતા, આનદમા રહી એકમેકની સલાહપર આધાર ગણો"

(૪) मातेव पुत्र पृथिवी पुरीष्यमग्नि स्वेयोनावभारुखाता विश्वैः देवैर्ऋतुभिः सविदानैः प्रजापति विश्वकर्म्मा विमुञ्चतु ।

यजु० अध्य० १२ म० ६७

'મનુષ્યનો ઈશ્વર અને સરજનહાર હમેશા તેને દુ ખમાથી મુક્ત કરો તેને ... જે મધળી વનસ્પતિના બીજને કણગો ફુટીને ઉગી નીકળે ત્યા સુધી

પોતાના ખોળામાં રાખનાર પૃથ્વી માતાની માફક પુત્રરૂપી બીજને વૃદ્ધિ પામવા માટે પોતાના ઉદરમાં નાખે છે

જેવી રીતે ધરતી માતાના પેટમાં અને ખોળામાં વનસ્પતિ અન્ય પુત્રી પામે છે તેવી જ રીતે મનુષ્ય જાત સ્ત્રીના ખોળામાં ઉછરે છે, આ તેથી સ્ત્રીને પૃથ્વી સાથે સરખાવવામાં આવી છે

(५) विमुच्यध्वमन्या देवया नागन्मतमसस्पारमस्य ज्योजिरयाम ।

यजु० १२ म० ७३

'હે મનુષ્યો ગાય તેમજ સ્ત્રીઓની સેવા કર કારણ કે તે સ્વર્ગીય શક્તિ (**દેવમાતા**) નું મૂળ છે અને તે દ્વારા આ જાતિ આ રોગોથી મુક્ત થાઓ આ લોકમાં પ્રસરેલા મૃત્યુ અને અધર્મની બહાર નીકળો અને અખંડ પ્રકાશ અને જીવન પ્રાપ્ત કરો'

અહિં **અઘ્ન્યા**ને ભાગ લઈ જનારી કહેવામાં આવી છે ખરેખર, પત્ની પોતાના પતિનું રોગ અને અધઃપાતથી અનેક પ્રકારે રક્ષણ કરે છે જેમ ગાય આપણને દૂધ અને માખણ આપીને આપણું રક્ષણ કરે છે, તેમ સ્ત્રી પણ આપણને-કે જે પુનર્જન્મોત્પત્તિ કરે છે-જન્મ આપીને આપણું રક્ષણ કરે છે ગાય વિના યજ્ઞમાં ચાલી શકતું નથી એમ મનાય છે પરિણામે ગાય અને પૃથ્વીના બધા કારણો સ્ત્રીમાં હોય છે વેદો **અઘ્ન્યા** શબ્દ તેમજ **ગા** શબ્દ સ્ત્રીને છૂટથી લગાડે છે આ પ્રમાણે વેદવાણી તેમાં સરખામણી અને તેમના સામાન્ય ગુણોનું વર્ણન કરે છે



# નાટય.

## પ્રેમાનંદ.

### ૧૬૩—સુલોચના વિષે સખીઓનો સંવાદ.

**માલતી**—" ધાના ત્યાં પાના નહિ, અને પાના ત્યાં ધાના નહિ. " એ પણ મારૂં રડયું "સો મણુ તેલે ઇશ્વરને ત્યાં અંધારૂંતો" બિચારી મારી બાઇ વ્રત અપવાસ કરી કરી વાજ આવી જાય છે, અને કુલપતિને તો ભગવાનથીએ ભલે પ્રકારે પૂજેછે; તેમ "દેરાં તેટલા દેવ" કરવાને ચૂકતી નથી. તોય પણ આશા તો અંતરિયાળની અંતરિયાળજ લટકયા કરે છે; અને મારી પાડોશમાં પેલા જીવાનન ભટને ત્યાં 'શીતળા મા વગર આરાધે આવી અમી છાંટો નાખી જાય છે." (માલતીને ઉભી રહેલી જોઈ માધવી પાછળથી આવી તેની આંખો દબાવે છે અને માલતી તેના હાથ છોડાવતી કહે છે કે) છોડય છોડ્ય એ તો મેં ઓળખી. અલી છોડને મારી તો આંખો દુખે છે. એ તો તમે આવ્યાં તે જાણ્યાં. (એટલું કહ્યા છતાં જયારે નથી છોડતી ત્યારે તેના હાથપર નખ મારી જોર કરી છૂટી જઇ માધવીને જુએ છે.) અહો બેન તુંજ છે કે ? કંઈ કહી જવાયું હોય તો માઠું ના લગાડીશ; મેંકુ પેલી વાંદરી જેવી વલ્લિકા હશે. તે મોઈ મને રાત દહાડો પજાવ્યા કરેછે.

**માધવી**—ત્યારે તારી સાથે રમત ગમત કરવાને કોઈ કંઈ કરે તેણે વાંદરીના અલંકારથી અલંકૃત થવાને તૈયાર હોવું જોઈએ. ઠીકજ છે, પણ દેવીએ તને મોકલી છે કયાં ? અને તું રખડયા કયાં કરે છે ?

**માલતી**—અલી, ને તું પૂછનારી કોણ જે ? કંઇ આપી વીહરયાં હશો કે હુકમમાં લેવા મંડયાં છો ? મારી તો આંખો જમની . પેરે ઝાલી તે ઉઘડતીએ નથી.

**માધવી**—(મો મરડી) ઓહો ! એમા તે ક્યમ થઈ ગયુ તે આ ટલા ગધા ચડી જાઓ છો ? હવેથી તમારૂ નામ નહિ દઈએ ! (એમ કહી જવા માંડે છે અને પાછળથી વલ્લિકા આવી કહે છે કે,)

**વલ્લિકા**—માધવી ઊભી રહે ઊભી રહે, તને માન મમ (માધવી ઊભી રહેતી નથી તેને ગેડી જઈ પકડી ઊભી રાખી, અલી વાહરે ! તારો તો મિજાજ ગડુ બધો પગ્યો દેખુ ! ! ઊભાગ્યો ઊભાગ્યો કહીએ છીએ ને ઊભાય રહેવાતુ નથી કે ?

**માધવી**—(માલતી સામે વાંકી નજરે જોઇ) અમારે તે મિજાજ શા ઉપર ! ! કું કેની હોય તે શુ કામ છે તે ?

**વલ્લિકા**—(માલતીને જોઈ) અલી માલતી ! તુ શુ કરી આવી ? માટેએ બેહા બેહા ઘેડપણમા કેના 'ગોળા ગગડાવે છે,'' તે કઇ જાણ્યુ કે ?

**માલતી**—ના, અલી ના તે દહાડે દેવીને બોલાવી એમણે શુ કહ્યુ તેમાનુ માગ જાણવામા તો કઈએ આવ્યુ નથી મખી, તુ જાણતી હોય તો કહે જોઈએ ? ્, તો કુલપતિ પાસે ગઈ તી, ત્યા તો તેમણે 'પાટિયાજ વાળી દીધા ! !'

**વલ્લિકા**—એટલે શુ એમ કહ્યુ કે હવે યન નહિ કરાય ?

**માલતી**—ના ના છેક એવુ તો નહિ, પણ એના જેવુજ તેમણે મને કહ્યુ '' તું દેવીને જઇ કે' કે અધુના મખમુહૂર્ત જેવુ જોઇએ તેવુ નથી માટે મગલમુહૂર્ત આવતાજ યજારભ કરી દેવામા આવશે

**વલ્લિકા**—ત્યારે એ તો ''ના નહિ ને નાના મામસ્તો'' બહેન એ બિચારા શુ કરે ? કરમમા ન હોય તો ક્યાથી લાવી કાઢી આપે ? પણ અલી માલતી, તુ મહારાજા કને ગઇ'તી તેનુ ક્યમ થયુ, તે તો કે ?

**માધવી**—મહારાજ બિચારાને શુ છે ! તે તો સીધા સર છે તેમણે તો કહ્યુ મને અચિર કઈ રાજકાજ માટે મળવા આવનાર છે, તેમના આવી ગયા પછી વાતચિત કરી ્ ઉતાવળે આવુ છુ વળી વધારેમા મોં એમ પણ કહ્યુ કે તુ જઈ દેવીને માઠું ન લાગે તેમ કહેજે અને ્ મતરે આવી પહોચ્યુ છુ

**વલ્લિકા**—એની દેવીએ "સત્ત્વે હાથે પૂજેલી ગોર એજ ફળી" છે તો." વારૂ હવે ચાલો; દેવી આપણી વાટ જોઈ બેશી રહ્યાં હશે, માટે તેમને જઈ જલદી મળી સર્વ સમાચાર કહીએ. (જવા માંડેછે.)

**માધવી**—(તેને જતી અટકાવી) અલી વાહરે! અમારી વાતો પૂછી લીધી અને તું શું કરી આવી તે તો કંઈ કહેતું નથી! કહ્યા વગર તને જવા કોણ દેનાર છે તે?

**માલતી**—એ તો એમની હુંશિયારી દેખાડતાં હશે કે અમે કેવાં ડાહ્યાં છીએં કે બીજાંની વાતો જાણી લઈએ અને અમારી વાત કોઈનેય ન આપીએ?

**વલ્લિકા**—(માલતીને) ના રે સખી ના, એમ તે કંઈ હોય? હવેને મારે શું, વાર થશે તો ત્રણે જણુને ઠપકો ખાવો પડશે.

**માધવી**—એ વિચાર અને ડહાપણ બીજાંની વાત પૂછી લેતાં ક્યાં જતાં રહ્યાં હતાં?

**માલતી**—અલી, કે'ને કે'તી હોય નો? નકામી "આ બાર ખાય છે" એવી ચોરી કરે છે તે?

**વલ્લિકા**—છાની બાતમીમાં એ સમાચાર મળ્યા કે, માતાજીએ સચિવને બોલાવી અંગ દેશના રાજાને પુત્રી છે તેનું માગું કરવા જણાવ્યું છે. અને આર્યપુત્રના બીજા સર્વ વિચાર ઉતાવળે ફેરવી નાખવા સુચવ્યું છે. સચિવે પણ તે કાર્ય સત્વર પાર પાડવા માજીને વચન આપ્યું છે.

**માલતી**—ત્યારે તો એ વાત આ માધવીની વાતને મળતી આવેછે. મહારાજે એની સાથે કહાવ્યું છે કે હું સચિવને મળી ઉતાવળે દેવી પાસે આવું છું. તો તે સચિવને મળી એ સંબંધિ વાતચિત કરવાના હશે.

**માધવી**—હા સખી એમજ હશે. માટે હવે ઉતાવળે જઈ દેવીને આ સર્વ વાતથી જાણીતાં કરવાં જોઇએ.

**વલ્લિકા**—હા, હા, સખી એમજ કરવું જોઈએ.

**માલતી**—ચાલો ચાલો ત્યારે. (સર્વે જાયછે.)

**સુલોચના**—( ચિંતાગ્રસ્ત વેશે સુકેશી સહ ) સખી સુકેશી ! પેલી ત્રણ જણીઓને મોકલી છે તેમાંની એકે જણી હજી સુધી પાછી આવી નહિ. એમને કેમ વાર લાગી હશે ? જાને તું જઈ મદનમંજરીને એમની તજવીજ કરવા મોકલ જોઈએ ?

**સુકેશી**—હા બેન ! એમ કરૂં છું. પરંતુ એમને ગયે કંઈ એટલી બધી વાર થઈ નથી કે તજવીજ, કરવા મોકલવાની જરૂર પડે.

**સુલોચના**—(સકોપ ત્યારે તો વાર એટલે વરસ બે વરસ વીતી જવાં જોઇએ ? હાંપણ કરવું રે'વા દઈ જા હું જેમ કહું છું તેમ જલદી કરય.

**સુકેશી**—વારૂ તેમ કરૂં છું. (જવા માંડે છે અને ત્રણે જણીઓને આવતી જોઈ.) લ્યો, આ ત્રણે જણી આવીઓ. એમાંની તો કીધી કાર્ય થઈ રહ્યા પછે ઊભી રહે તેવી છે કે બોલાવા મોકલવાની જરૂર પડે.

**સુલોચના**—લ્યો હવે તમારૂં બોલ્યું ખરૂં કરવાનુ રહેવા દઈ એમની વાતથી જાણીતાં થઈ જે કરવું ઘટે તે કરો. (માધવી માલતી ને વલ્લિકા પ્રવેશ કરી એક પછે એક જણી ધીમેથી દેવીને જાણેલા સમાચાર જણાવેછે.)

**સુકેશી**—સખી, ત્યારે તો હવે આ ચાલતો પ્રસંગ બંધ કરવો જોઇએ. કારણ હવે મહારાજાને આવવાનો સમય છે

**સુલોચના**—હા. એમજ કરવું જોઇએ (વિચાર કરી) પરંતુ સખી માલતી! તું સચિવને ત્યાં જઈ આર્યપુત્રને અને તેમને શી વાતચીત થઈ તેની કંઇ બાતમી કાઢી લાવે તો ઠીક. કેમ સુકેશી ખરૂં કની?

**સુકેશી**—હા, હા. એમ થાય તો વધારે સારૂં. જા માલતી, ઉતાવળે જા અને માધવી! તું જઇ દ્વાર પાસે ઊભી રહે, અને મહારાજ આવતા જોઈ જલદી જણાવી જા. અલી વલ્લિકા! તું આ બધું ઠીક ઠાક કરી રાખ (ત્રણ જણીઓ કહ્યા પ્રમાણે કરેછે.)

**સુલોચના**—(નિ શ્વાસ નાખી) સખી! શું આર્યપુત્ર મારૂં કહેલું કંઈ પણ ન સાંભળતા માજીના કહેવા પ્રમાણેજ કરશે? અરે પણ મારાથીએ તેમને માતાજીનું વચન ઉથાપવાનું શી રીતે કહી શકાય?

**સુકેશી**—અરે સખી! તું આવા મિથ્યા તર્ક વિતર્ક શા કાજે કરે છે? મહારાજા "દૂધ ને દોણી" બન્ને વાનાં રાખી બતાવે તેવા કુશળ છે તેમાં પણ તને તો તેઓ જરૂર પ્રસન્ન કરશે

**માધવી**—(ઉતાવળે દોડતી ચપટી વગાડી) દેવી! મહારાજ વસંત કની સાથે દ્વાર સુધી આવી પહોંચ્યા છે (દેવી સાવધ થઈ જાય છે અને રાજા તથા વસંતક પ્રવેશ કરેછે)

(તપત્યાખ્યાન)

---

## ૧૬૪—અદિતિ કુંડળ હરણ.

(ધન્ય છે, ધન્ય છે, આકાશવાણી! એમ બોલતી દિતિ પ્રવેશ કરે છે)

**દિતિ**—હા હા, હું એમજ કરીશ આજે કેટલે વર્ષે અને કેટલે દહાડે મહામહાનન કરી ત્યારે કાયા કષ્ટી નાખી ત્યારે પ્રાણનાથે પધારવાનું કહ્યું

છે મે મારા માયાવીસુતો કનેથી મને શૃંગાર મગાવ્યા છે પણ અદિતિ જેવા કુંડળની મારે ખામી છે (વિચાર કરી) તે એની મન જઈ લાવ માગી લાવુ (એમ કહી જાય છે)

(શૃંગાર સજી રહી દર્પણમા મુખ જોતી અદિતિ પ્રવેશ કરેછે)

અદિતિ–આજ મે જાણ્યુ છે કે દિતિના વ્રતાદિકથી પ્રસન્ન થઈ એને ત્યા નાથ પધારવાના છે એ સમયે કોઈ ન જાણે તેમ શૃંગારાદિ સજી તેમના આવતા પહેલાજ જો માર્ગમા દર્શન કરવા ઉભી રહુ તો મારે માન વાના થાય (એટલુ બોલી દર્પણમા કુંડળ જોઈ વિચાર કરે છે) આવા કુંડળ કોઇનેય અદ્યાપિ પ્રાપ્ત થયા નથી અને થવાના નથી એ શોભાવડે હુ બીજી મારી સપત્નીઓ કરતા સ્વામીને વધારે વહાલી થઈ પડુ છુ અને આજ પણ પ્રભુનું સહુ પહેલા મન હરણ કરી રાખીશ (એવે ત્યા દિતિ પ્રવેશ કરેછે)

દિતિ–(અદિતિને માનપૂર્વક નિહાળી) કેમ મોટી બેન ! શરીરે સુખી તો છોને ! પાશુપતેશ્વરના દર્શને જવાની તૈયારી કરી છો કે પુણ્યક્ષેત્રમા જવુ છે ? બેન આજ તો મારે ત્યા નાથ પધારવાના છે (એટલુ મોટી કુંડળ પહેરેલા જોઈ બોલતી અટકી જાય છે)

અદિતિ–(કંઈક કોપસહ) અહો એમા તે શુ ? મે પણ વ્રતાદિ કરી પ્રભુ પ્રસન્ન કર્યા તા

દિતિ–(સંકોચાયને મને) બેન ! તમારે પગલે પગલે ચાલી મે પણ તેમ કર્યું છે અને તમારી કને પ્રભુને પ્રસન્ન કરવા કંઈ લેવા આવીછુ તમે મારા સગા મોટા બેન અને અહીં પણ મોટા સપત્ની થાવ છો એટલે તમે મારી આશા પૂરશોજ

અદિતિ–તારે જે માગવુ હોય તે માગી લે અને ઉતાવળ કર કે મારા નિત્યનિયમમા અટકાવ આવે નહિ

દિતિ–(મહામહાયત્ને ઉચ્ચાર કરી) ત્યારે બેન ! આ તમારા કુંડળ મને આજનો દહાડો પહેરવા ન આપો ! (એટલુ કહી નીચુ જુએછે)

**અદિતિ**–ના એ તો હું કોઇનેય આપતી નથી અને આપનારેય નથી; તારે બીજું જે કંઈ જોઇએ તે માગી લે. -

**દિતિ**–(સક્રોપ) બીજાને શું મારે ચૂલામાં ઘાલવું છે ? વારૂ હું માગવા આવી છતાં જો તમે નથી આપતાં તો હવે એ સુખે વાપરજો. (એટલુ બોલી પોતાના આત્મપક્ષીય ભૌમાસુરનું સ્મરણ કરે છે અને તે એકાએક શસ્ત્રાસ્ત્ર સહ્ પ્રવેશ કરે છે.)

**ભૌમાસુર**–(દીર્ઘસ્વરે) અહો માતે ! શી આજ્ઞા છે. મારૂ સ્મરણ કેમ કર્યું ? શી ઇચ્છા ઉત્પન્ન થઈ છે ? શું હું ઇંદ્ર લોકમાં જઇ ઇંદ્રને જીતું એમ તમારે કહેવું છે ? બોલો બોલો; આજ્ઞાનુવર્તન કરવા હું સર્વ પ્રકારે સજ્જ થએલો છું એમ જાણો.

**દિતિ**–(આશ્વાસનસહ) વત્સ ભૌમાસુર ! તારૂ કલ્યાણ થાવ. મારી ઇચ્છા એટલીજ છે કે આ અદિતિએ કાને ધારેલાં કુંડળ તું મને હમણા અપાવ્ય. એટલાજ માટે મેં તારૂં સ્મરણ કર્યું છે.

**ભૌમાસુર**–અહો, એમાં તે શું માગ્યુ ? (દીર્ઘ સ્વરે) અરે અદિતિ ! કુંડળ કાઢી આપ્ય. કાઢે છે કે નહિ ? કાઢ્યાં કે નહિ ? કેટલી વાર, કેટલી વાર ? કાઢય, કાઢય ? (એટલું કહ્યાં છતાં નથી કાઢતી તેથી કને જાય છે.)

**અદિતિ**–(સકંપ) જા જા, દુષ્ટ ! હમણા તારૂં આવી બન્યું સમજ. હું પણ કેવા વીરની માતા છું તે તારા જાણવામાં છે કે નહિ ? નહિ હોય તો હમણા જણાશે.

**ભૌમાસુર**–(સક્રોપ) કાઢય કાઢય; તારા વીરનાં વપુ દીન થયાં સમજ. કાઢે છે કે હું કાઢું ? (એમ કહી છેક કને જાય છે.)

**અદિતિ**–(દીન સ્વરે આમથી તેમ નાસતી) નહિ આપું નહિ આપુ. એ મારાં છે, એ મારાં છે. (સકંપ) અરે દુષ્ટ મને સ્પર્શ કેમ કરેછે ? અરે દિતિ ! આમ કરાવવું તને ઘટે નહિ ! હા સ્વામીનાથ ! મારૂ રક્ષણ કરો

25

રક્ષણ કરો. હા ભાગ દારૂણ મનુઓ ! (અંતરીક્ષેથીજ થતો ઉચ્ચાર આટકાની ભૌમાસુર કાન મચરડી નાખી કુંડળ કાઢી લે છે અને દિતિમદ ચાલ્યો જાય છે. તેમને જતાં જોઇ) હા પુત્રો ! આ મારાં કુંડળ લઈ જતા અસુરનો વધ કરો, વધ કરો. એવે ત્યા સ્વર્ગથી ઇંદ્રાદિક દારૂ અદિતિસનું શસ્ત્રાસ્ત્ર સહ પ્રવેશ કરેછે)

ઇંદ્ર—અહો જનની ! કુંડળ હરણ કરનાર કયો અસુર આ વજ્રને (ઉગામી) ધારણ કરવા ઇચ્છે છે ?

**અદિતિ**—( ગભરાયલે વેશે ) ભૌમાસુર, ભૌમાસુર, ઓ લઈ જાય, ઓ લઈ જાય.

*ઇંદ્ર—(દીર્ઘ નિઃશ્વાસ નાખી) અહો જનની મારો ઉપાય નથી. વસુંધરાએ* વિષ્ણુને પ્રસન્ન કરી એને વૈષ્ણવાસ્ત્ર અપાવ્યું છે તથાપિ હે સુરજનની! હુ તેની સાથે યુદ્ધ કરી કુંડળ પાછાં આણી આપુ છું. (એમ કહી બાકીના એકાદશમદ ઇંદ્ર યુદ્ધ કરવા જાય છે અને અદિતિ પણ એકાંત સ્થળમાં જઇ પતિસ્મરણ કરતી બેસે છે.)

( રોશ દર્શિકા સત્યભામાખ્યાન. )

---

## નર્મદાશંકર.

### ૧૬૫—સખી વિનોદ.

( જાનકી નાહી વસ્ત્ર પહેરી છટે કેશે અગાસીમાં ઉભી છે. )

**જાનકી**—સૂર્યોદય કેવો શોભે છે ?

**સખી**—ભાગ્યોદય પણ એમજ શોભે છે ના ! સર્યકિરણ તારાં વદન

**બીજી સખી**—એ બે સગા બંધુ છે કે આસમાન ? સતાનંદે કહ્યું હતું ખરૂં પણ વિસરી ગઇ.

**જાનકી**—દશરથને ત્રણ સ્ત્રી; તેમાં કૌશલ્યાના રામ કૈકેયીના ભરત અને સુમિત્રાના લક્ષ્મણ તથા શત્રુઘ્ન.

**સખી**—પણ બા તમારી ને રામની દૃષ્ટિ મળી તે હું જાણું છું જો.

**જાનકી**-(લજ્જા સંકોચે) ક્યારે વળી ? આપણે ગયાં કે તે બે તરતજ ઊઠી ગયા તે તું કેમ ભુલી જાય છે ?

**સખી**-હતા ત્યાં લગીમાં રામે નીચેથી ઉંચે નથી જોયું પણ તમે તો વચમાં વચમાં તેની ભણી જોતાં હતાં; ને થોડેક ચાલી તેણે પણ પાછું ફરી જોયું હતું ને પછી એકજ ક્ષણે તમે બન્ને લજ્જા પામ્યાં હતાં, મેં કાલે તમારીજ ચર્ચા જોયા કીધી છે.

**જાનકી**-તને તો એવું એવું બોલી હસાવતાં આવડે છે.

**સખી**-પણ બા, વારૂ હસો છો તો ખરાં.

**બીજી સખી**-પણ જાનકી બા, અમે તો તમારૂં મન પામી ગયાં છઈએ જો.

**જાનકી**-ગમે તેમ ચોક પૂરોની; કોણ જાણે શું થયું છે કાલનું મને કે ક્ષણમાં બીહું છું, ક્ષણમાં હસું છું, ક્ષણમાં વહાલ ઉભરાય છે, ક્ષણમાં વિસ્મય પામું છું, ક્ષણમાં સ્વયંવર સાંભરી આવે છે ને ક્ષણમાં ઘૂમ થઇ જાઉંછું વિચારમાં કે મારે માટે વિધિએ શું નિર્મ્યું છે !

**સખી**-કાલનું તમને થાય છે તે ખરી વાત છે; જ્યારે જ્યારે તેની વાત સાંભળતાં ત્યારે ત્યારે તમને તેના ઉપર વહાલ આવતું, તો કાલે દૃષ્ટિ મળ્યા પછી અધિક વહાલ કેમ ન આવે ?

**બીજી સખી**-જાનકીબા હવે ગૌરી પૂજવા જવાને શણગાર કરો, મંડપ ભરાવાની તૈયારી થશે જો ?

**સખી**–આ, ગૌરીને મનાવજો કે રામ ધનુષ્ય તોડે ને તમને વરે; અમે તો દેવી પાસે એજ કરગરવાના છઈએ.

**જાનકી**–(લાજી હસી) તમે તો આજ મને તમારૂં રમકડું કર્યું છે એનો.

**બીજી સખી**–જાનકી આ, ઊઠો હવે; આ રથ આવ્યો.

(રામ જાનકી દર્શન.)

---

# રણછોડભાઇ ઉદયરામ.

## ૧૬૬-નળદમયંતી વનગમન.

**નળ**–પ્રિયા, જાણે કોઈએ મને ભુરકી નાખ્યો હોયની એમ હું ભાન ભૂલ્યો હતો, તેથી કાંઈ સૂઝયું નહિ; અને છેવટે પરિણામ આ થયું.

**દમયંતી**–પ્રાણનાથ ! જે કાળે જે બનવાનું હોય તે કોઈનાથી અટકાવી શકાતું નથી, માટે આપ ખેદ કરશો નહિ.

**નળ**–ખેદ કર્યો થતો નથી. પ્રિયા ! હાથે કરીને ઉપાસન ઉલું કર્યું તેનો પશ્ચાત્તાપ કેમ ન થાય ? પુષ્કર દુષ્ટ વિચાર કરતો અટકે એટલા માટે, એને હરાવીને કોઈ આઘેના દેશમાં એનો વાસ કરાવવાની લાલચે, મારી પોતાનીજ લાજ ખોઈ બેઠો. બીજાને ફસાવા જનારો પોતેજ ફસાયછે.

**દમયંતી**–આર્યપુત્ર, આપ થોડા દિવસથી મને કહેતા હતા તે પ્રમાણે જરા જરા વારમાં આપના વિચાર બદલાઈ જતા, એવી મનની ભ્રમિત સ્થિતિમાં જે બની ગયું તે વિસારી દીધા વિના સિદ્ધિ નથી. હમણાં આપણી જે સ્થિતિ થઈ છે તેવી, અને તે કરતાં પણ વધારે દુઃખદાયક સ્થિતિમાં ઘણા લોકો દિવસ નિર્ગમન કરેછે, તો આપણે કેમ નહિ કરી શકિયે ?

**નળ**–દેવી, મારી પ્રાણપ્રિયા, મને મારૂં દુઃખ થતું નથી, પણ આવી સ્થિતિ જોઈને મારૂં હૃદય કંપેછે. તને થતું દુઃખ સંતાડી ર

તું પ્રયત્ન કરેછે, પણ સ્વભાવિક મૂકાઇ જનો નિશ્વાસ તારું ઉઘાડું પાડી દે છે. તારૂં કોમળ અંગ આટલી વારમાં કરમાઈ ગયુંછે. પુષ્પમાર્ગ ઉપર ચાલવાથી પણ ઘસારો પડે એવા કોમળ પગ, આવા ખડબચડા રસ્તામાં ચાલતાં, છેક તળવાઈ ગયા છે; તેમાં વળી, ડગલે ડગલે ઠેસો વાગેછે, અને અંખડાઈ પડેછે, એ મારાથી દેખી ખમાતું નથી.

**દમયંતી**–સેહેવાનુ આવતાં સહનશક્તિ એની મેળે આવેછે.

**નળ**–પ્રિયા, આજ ત્રણ દિવસ થયાં અન્ન કે પાણી તું પામી નથી. સીમમાં વાસો રહેનારા ભલા ખેડુતોની સ્ત્રિઓએ, પરમ દાક્ષેડે પોતાના પતિના ભાથામાંથી તને આપવા માંડયું પણ પુષ્કરના વાંકમાં તેઓ આવી જાય એટલા માટે તેં કાંઈ પણ લીધું નહિ. આ ઉજ્જડ વગડામાં ફળાદિ કાંઈ પણ જોવામાં આવતું નથી. મારી પ્રાણપ્રિયા, હું શું કરૂં ? અરે, જે હજારોનું પોષણ કરવાને શક્તિ ધરાવતો હતો, તે કુટિલ કાળના પલટાઈ જવાથી પોતાની પ્રાણપ્રિયાને ભૂખે તરશે ટળવળતી જોઇને લાચાર બની જઈ ટકટક જોયા કરે, એના જેવો નિર્ભાગી બીજો કોને કેહેવો ! (ખેદબતાવેછે.)

**દમયંતી**–આર્યપુત્ર, આપ અકળાશો નહિ. મારી ભૂખ મરી ગઈ છે એટલે મને બહુ લાગતું નથી. પોતેજ ભૂખ્યા તરસ્યા છો તેમાં વળી મારી ચિંતા કરીને આપ દુઃખમાં વધારો કરોછો. અરે, હું કેવી અભાગણી કે આપને સુખ દેવાનું સાધન થવાને બદલે દુઃખ દેવાનું સાધન થઈ પડીછું.

**નળ**–પ્રિયા જોઈ પેલી ટેકરી ?

**દમયંતી**–હા, મારા પિતાને ત્યાંથી આપ મને પ્રથમ પોતાની માયાની છાયા નીચે લઈ આવ્યા ત્યારે આપણે પેલી જગ્યાએ પડાવ નાંખ્યો હતો, અને સૂર્યોદય થતી વેળાનો આ પ્રદેશનો દેખાવ બતાવવાને આપ મને એ ટેકરી ઉપર લઈ ગયા હતા, તે એ.

**નળ**–પ્રિયા, એ સમયે આપણા સુખનો પૂર્ણ સૂર્યોદય હતો, અને આજે આ વેળા પણ છે. તે વેળાએ તારા સુખની વૃદ્ધિ કરવાને હું પૂરો

શક્તિમાન હતો, આ વેળાએ દુઃખની વૃદ્ધિ કરનાર થઈ પડયોછું અને શાથી તારૂં દુઃખ ઓછું થાય, તેના વિચારમાં નિમગ્ન થયોછું. પ્રિયા એ ટેકરીની સામેની સીધી વાટ જોઈ?

**દમયંતી**-હા, મારા પ્રાણાધાર, આપ એ વાટે મારી આગળ ચાલો તોજ એ સારી લાગે.

**નળ**-પ્રિયા, જે તારાથી વિખુટાં પડવાને કલ્પાંત કરતાં હતાં, એવાં તારાં બાળક, આ માર્ગે થઈને જ્યાં ગયાં છે, ત્યાં તું તેઓને મળે તો તેમને કેટલો બધો આનંદ થાય?

**દમયંતી**-મારા જીવનહાર, મારી સાથે આપને દેખે તોજ તેમને આનંદ થાય.

**નળ**-પિતા કરતાં માતાનો સહવાસ છોકરાંને વિશેષ હોય છે. માટે માતા વિના તેમને ચાલે નહિ.

**દમયંતી**-પ્રાણનાથ, આપના વચનથી ત્રાસ ઉપજવાનો પ્રથમ અનુભવ હમણાંજ થયો. મને વિખુટી પાડવાનો આપનો વિચાર મારૂં કાળજું તોડી નાંખે છે; અરે મારાથી તે સહન થઈ શકતો નથી.

**નેપથ્યમાં**-ત્રાહિ! ત્રાહિ! ખાધો, ખાધો ધાઓ, ધાઓ.

**નળ**-(સાંભળીને) અરે, કોણ આશ્રય માગેછે? મારી પાસે શસ્ત્ર અસ્ત્ર નથી તોપણ હું ક્ષત્રિય છું તો મારે વાહારે ધાવું જોઇયે.

**દમયંતી**-પ્રાણપતિ, હું આપની પડખે રહીશ, મારી પાંતીની દરી ચિન્તા કરશો માં. (નેપથ્યમાં જાયછે.)

**કળી**-(ગાભરો ગાભરો પ્રવેશ કરીને) ત્રાહિ! ત્રાહિ! ખાધો! ખાધો! ધાઓ! ધાઓ! અરે, આ કાળ સરખો વાઘ નળનું ભક્ષણ કરી જાય તો દમયંતી એકલી પડે (રંગભૂમિ આગળ થઈને પોકાર કરતો પસાર થાયછે, તેની પછવાડે ઘુઘવાટા કરતો વાઘ આવેછે તે રંગભૂમિ ઉપર થઇને

પસાર થાયછે તેવામાં પાછળથી રીંછ આવેછે તેનો અને નળનો ભેટો થઈ જતાં તેમની બાઝમબાઝ થાયછે. દમયંતી છળી જતી પણ પોતાના પતિને આશ્રય આપતાં ડરીને રીંછ જતું રહેછે.)

**દમયંતી**–આપને બહુ વાગ્યું ?

**નળ**-ના. પ્રિયા, તું મારી ચિંતા કરીશ નહિ; પણ જોયું ! પેલો આગળ જતો વાઘ આપણા જોવામાં આવ્યો તેના સપાટામાં આવી જાત તો શસ્ત્રવિના ઉગરવું મહાકઠિણ પડત, માટે હું તને વિનવીને કહું છું કે મારૂં કહ્યું માન, અને તું આ વિદર્ભ દેશને માર્ગે જા, કે સુખી

**દમયંતી**—આપ જે સંકટ ભોગવશો તેમાં ભાગ લેવાને -રહેલી છું. આ જંગલના પ્રાણિઓ ગમે તો મને ફાડી તોડ હું દરકાર કરતી નથી. મારૂં જે થવાનું હશે તે થશે, હું કદી જુદી પડનાર નથી. મારાથી આ જંગલનો ત્ર પણ વિખુટાં પડવાનાં આપનાં વચન સહન થતા નથી.

**નળ.**—પ્રિયપ્રિયા, બંને સાથે, જંગલના ભોગ થાય તેના કરતાં, બેમાંથી એક પણ બચે તો સંભાળ લઈ શકે. પ્રિયા, તારા વિના એક ક્ષણ શકતો નહિ તેની શી વલે થશે? તેના ઉપર જરા ભલી અને નરમ સ્વભાવની ઇન્દ્રસેના તારા વિના પ્રિયા મારૂં માન, અને તારા વાહાલાં બાળકનું ભ પણ વિચાર કર.

**દમયંતી**–જો એમજ આપની ઇચ્છા હોય જઈએ. મારા પિતા આપને અતિશય માન સાથે આપણે આપણાં બાળક ભેગાં સુખથી રહીશું.

**નળ**–મારી આવી વિષમ સ્થિતિમાં મને તારો સ્વયંવર થતાં હું કેવા ઠાઠમાઠથી ત્યાં ર એ તને નથી સાંભરતું ?

**દમયંતી**-પ્રાણનાથ, પ્રથમ અતિશય આતુરતાથી આપે મને વાટ જોવરાવી, પણ પધાર્યા પછી તો હર્ષઘેલી બનાવી દીધી હતી.

**નળ**-ત્યારે પ્રિયા, તું એમ કેમ કહે છે? અતિ મોટી મૂર્ખાઈ કરીને રાજ્યભ્રષ્ટ થએલો, માત્ર સર્વેના શોકમાં વધારો કરવાને હું શું મોં લઈને આવું?

**દમયંતી**-આપનો જ્યારે એમજ નિશ્ચય છે ત્યારે મારો પણ નિશ્ચય એમજ છે કે, જે પતિનું થવાનું હોય તેજ પ્રિયાનું થવું જોઇએ. મને મારા શરીરની, જીવની, કે કશાની દરકાર નથી. માત્ર આપ અને આપજ, જે મારા પ્રાણપતિ છો તેની દરકાર છે. આ જગતમાં સ્ત્રીને પોતાના ધણી કરતાં વિશેષ બીજું કશું નથી, માટે મારા પ્રાણાધાર, મને તજવાનો આપ વિચાર મા કરો. (રડે છે.)

**નળ**-બનવાનું જ્યમ હોય ત્યમ, મતિ સાધન તેવા થાય,

બીરૂ, તું ડર માં, હું મારો આત્મા તજું, પણ તને તજું નહિ, એ નિશ્ચય જાણ.

**(નળદમયંતી નાટક.)**

---

## ૧૯૭—પતિ પ્રત્યે પત્નીનું આશ્વાસન.

**ભીખારીદાસ**—(સ્વગત) અહો! ઈશ્વરની ગતિ કેવી ન્યારી! માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં. એકેય પ્રકારની હવે બાકી રહી નહિ. બાપે બધી પૂંજી ગુમાવી નાખી; તેમાં વળી કરજ કર્યું ના હોત તો આજે મારી આવી દશા હોત નહિ. લેણદારોને સંતાપે, ઘરબાર વેચતાં પણ છૂટકો થયો નહિ, ત્યારે વતન તજવું પડયું, અને અમદાવાદ આવીને વસ્યો. "નસીબ બે ડગલાં આગળનું આગળ" એ કેહેવત હવે સાચી પડી. અહિં પણ માથાફોડ મેહેનત કરતાં છતાં ખાવાનું પૂરૂં થતું નથી. છોકરાં બિચારાં અર્ધાં ભૂખે મરેછે. અરે ભગવાન્! અમે તે એવડાં શાં પાપ કર્યાં હશે કે, આવી દશા-

પસાર થાયછે તેવામાં પાછળથી રીંછ આવેછે તેનો અને નળનો ભેરો થઈ જતાં તેમની બાઝમબાઝ થાયછે. દમયંતી છળી જતી પણ પોતાના પતિને આશ્રય આપતાં ડરીને રીંછ જતું રહેછે.)

**દમયંતી**-આપને બહુ વાગ્યું ?

**નળ**-ના. પ્રિયા, તું મારી ચિંતા કરીશ નહિ; પણ જોયું ? પેલો આગળ જતો વાઘ આપણા જોવામાં આવ્યો તેના સપાટામાં આવી જાત તો શસ્ત્રવિના ઉગરવું મહાકઠિણ પડત, માટે હું તને વિનવીને કહું છું કે મારૂં કહ્યું માન, અને તું આ વિદર્ભ દેશને માર્ગે જા, કે સુખી થાઉં.

**દમયંતી**--આપ જે સંકટ સોસશો તેમાં ભાગ લેવાને હું તૈયાર રહેલી છું. આ જંગલના પ્રાણિઓ ભમે તો મને ફાડી તોડી ખાશે તેની હું દરકાર કરતી નથી. મારૂં જે થવાનું હશે તે થશે, પણ આપનાથી હું કદી જુદી પડનાર નથી. મારાથી આ જંગલનો ત્રાસ સહન થશે. પણ વિખુટાં પડવાનાં આપનાં વચન સહન થતા નથી. (વિલાપ કરેછે.)

**નળ**.--પ્રિયપ્રિયા, બંને સાથે, જંગલના પશુનો અને દુઃખનો ભોગ થાય તેના કરતાં, એમાંથી એક પણ બચે તો નિરપરાધી બાળકની સંભાળ લઈ શકે. પ્રિયા, તારા વિના એક ક્ષણ પણ ઇન્દ્રસેન રહી શકતો નહિ તેની શી વલે થશે? તેના ઉપર જરા તો દયા કર? પેલી ભલી અને નરમ સ્વભાવની ઇન્દ્રસેના તારા વિના ટળવળી નહિ મરે ? પ્રિયા માર માન, અને તારા વહાલાં બાળકનું ભલું થાય એવો કાંઈ પણ વિચાર કર.

**દમયંતી**-જો એમજ આપની ઇચ્છા હોય તો આપણે બંને ત્યાં જઈએ. મારા પિતા આપને અતિશય માન સાથે પૂજ્ય તરીકે ગણશે, અને આપણે આપણાં બાળક ભેગાં સુખથી રહીશું.

**નળ**-મારી આવી વિષમ સ્થિતિમાં મને ત્યાં જવાનું મન કેમ થાય? તારો સ્વયંવર થતાં હું કેવા ઠાઠમાઠથી ત્યાં આવેલો ? મારી સમૃદ્ધિ કેવી, એ તને નથી સાંભરતું ?

**દમયંતી**–પ્રાણનાથ, પ્રથમ અતિશય આતુરતાથી આપે મને વાટ જોવરાવી, પણ પધાર્યા પછી તો હર્ષઘેલી બનાવી દીધી હતી.

**નળ**–ત્યારે પ્રિયા, તું એમ કેમ કહે છે? અતિ મોટી મૂર્ખાઈ કરીને રાજ્યભ્રષ્ટ થએલો, માત્ર સર્વેના શોકમાં વધારો કરવાને હું શું મોં લઈને આવું?

**દમયંતી**–આપનો જ્યારે એમજ નિશ્ચય છે ત્યારે મારો પણ નિશ્ચય એમજ છે કે, જે પતિનું થવાનું હોય તેજ પ્રિયાનું થવું જોઇએ. મને મારા શરીરની, જીવની, કે કશાની દરકાર નથી. માત્ર આપ અને આપજ, જે મારા પ્રાણપતિ છો તેની દરકાર છે. આ જગતમાં સ્ત્રીને પોતાના ધણી કરતાં વિશેષ બીજું કશું નથી, માટે મારા પ્રાણાધાર, મને તજવાનો આપ વિચાર મા કરો. (રડે છે.)

**નળ**–બનવાનું જયમ હોય ત્યમ, મતિ સાધન સૌ થાય,

બીરૂ, તું ડર માં, હું મારો આત્મા તજું, પણ તને તજું નહિ, એ નિશ્ચય જાણ.

**(નળદમયંતી નાટક.)**

---

## ૧૯૭—પતિ પ્રત્યે પત્નીનું આશ્વાસન.

**ભીખારીદાસ**—(સ્વગત) અહો! ઇશ્વરની ગતિ કેવી ન્યારી! માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં. એકેય પ્રકારની હવે બાકી રહી નહિ. બાપે બધી પૂંછ ગુમાવી નાખી; તેમાં વળી કરજ કર્યું ના હોત તો આજે મારી આવી દશા હોત નહિ. લેણદારોને સંતાપે, ઘરબાર વેચતાં પણ છૂટકો થયો નહિ, ત્યારે વતન તજવું પડયું, અને અમદાવાદ આવીને વસ્યો "નસીબ બે ડગલાં આગળનું આગળ" એ કેહેવત હવે સાચી પડી. અહિં પણ 'માથાફોડ મેહેનત કરતાં છતાં બધાનું પૂરૂં થતું નથી. છોકરાં બિચારાં અર્ધાં ભૂખે મરેછે. અરે ભગવાન્! અમે તે એવડાં શાં પાપ કર્યાં હશે કે, આવી દશા

એ પહોંચ્યા! મને આવી ઉદ્યોગી સ્ત્રી મળી ના હોત તો મારા ઘણાજ માઠા હાલ થાત અરે! તે બિચારી એવી ખરી મેહેનત કરેછે! ગરે જ પીને ને ઘણી પા! સની નથી ગજા ઉપરાન્ત કેરાડુ દળી ખાંડીને એ ણ સડીનુ આખુ શરીર ટુટી ગયુ છે આહો! તેને એવી ચિન્તા! મારુ ઘર એનાથીજ નિભ્યુ જાયછે એની સમજણ વી મારી! મને ગેજ ગજ ની હિમત આપેછે! ખરે, એનામા આવી ધીરજ હોત નહિ તો, આખુ ઘર ખેદાન મેદાન થઈ જાત અરે ભગવાન! (નિશ્વાસ નાખે છે)

ગગાબાઇ –(વનજેથી જોઈને પ્રવેશ કરીને) મારા પ્રિય! તમે મારુ શેમ્થી ઘેર ઈ ગએલા જણાઓછો મારા સમ, તમે નિસાસો કેમ નાખ્યો? આવુ કહો

ભીખારીદાસ –કઈ નહિ

ગગાબાઈ-એમ કેમ ! આટલુ બધુ મો ઉતરી ગયુછે, ને આખો તો ઝળઝળિયાથી ભરાઈ ગઈ છે તમારા દુખમા બાગિયણ થાઉ નહિ ત્યારે બીજુ કોણ થાય? તમારા મન ની વાત મને કેહેવાને તમારે કચવાવુ નહિ

ભીખારીદાસ—ખરૂ કહેછે મારી વાહાલી! તારી સમજણથી તો આખુ ઘર ચાલેછે તુ મારી પેઠે જાણેછે કે, તારાથી કશી વાત કોઈ દિવસ છાની રાખતો નથી ઈશ્વરે મને દુખ દરિયામા રેડી દીધો છે ખરો, પણ તુજ રૂપી વાહાણનુ સાધન આપ્યુ છે, તેથી મને ઘણી ચિન્તા થતી નથી તુ એક રત્ન મારે હાથ ચડયુ છે અરે પ્રિયા! તારી અવસ્થા નીચી છે, પણ તારૂ મન ઊચુ છે તારુ શરીર મહા મેહેનત કરી તે કશીને કરિગ મરી નાખ્યુ છે પણ તારૂ મન ઘણુ મજબૂત છે મેઈ શાખણી કમે ચોટી હોત તો અરે ભગવાન! મારી શી વલે થાત! આ બધો પ્રતાપ ભણ્યાનો, તને ભણાવનારનુ કલ્યાણ થજો

ગંગાબાઈ—મારા વાહાલા! તમે ગુણગ્રાહક છો, તેથી આટલુ બધુ મને માન આપોછો આપણા પાડોશીઓના ઘરમા નિત્ય કંકાસ થાય છે,

તેનું કારણ ઘણી ઘણિઆણીની મૂર્ખાઇ વિના બીજું કાંઈ નથી તમે સુજ્ઞ છો તો નિભાવોછો, ચૂપ કાહાના તેમ તો હજ્જરે નીકળે પણ કહોની તમે કેમ ઉદાસ છો ?

**ભીખારીદાસ**—મારી પ્રિયા તને શોકાતુર કરવાને હું ઇચ્છતો નથી આજે વિચાર કરતા તારી અવસ્થા વિષે મારા મનમા ઘણું લાગ્યું સમા પાહાલાને તજીને મારી પાસે આવી રહેવાની જ્યારથી તને જરૂર પડી છે ત્યારથી તું જપીને બેઠી નથી નાનપણથી સસારના ખટરાગથી તું વેગઈ ગઈછે તારા સરખી યોગ્ય સ્ત્રી પ્રમાણે મારા ઘરમા તને કશું સુખ મળી શકતુ નથી, પણ ઊલટો દુખમા ભાગ લેવો પડેછે આજની સ્ત્રિયોને જોઉં છુ, અને તેમની સાથે તને સરખાવુ છુ તો મને આખ ધરતીનો ફેર જણાય પડે તે કાંઈ ઘણો વિદ્યાભ્યાસ કર્યો નથી, તોપણ તારામા સ્વાભાવિક ગુણજ રહેલા તે કેવા ખીલી નીકળ્યા છે! જયકુમારીને થોડુ થોડુ કરતા પણ તે કેટલુ બધુ શીખવ્યુ! તે કેવી કડકડાટ વાચેછે! અત્યારમાથી એના વિચાર કેવા સારા છે! ઇશ્વર કરશે તો એ છોકરી મારાં ઊજળે આ બધો તારો પ્રતાપ. મારી વાતથી તો તુ સારીપેઠે જાણીતી છે અરે! ચિંતાથી મારૂ શરીર જેવુ થઈ ગયુ! વળી બીજા આધિ વ્યાધિ તે તો જુદા

**ગગાબાઈ** તમે આવ્યો બધો બળાપો શુ કરવાને કરોછો? ઇશ્વિરે આપણને જેવી સ્થિતિમા મૂક્યા તેમા રહી સતોષ માનવો તમે મેહેનત કરવામા બાકી રાખી નથી, તેમ છતા જ્યારે આપણી માઠી અવસ્થા રહી ત્યારે શુ કરીએ? તમારા બાપનો વાંકો તમને લાગ્યો, નહિકર આજે આ પણે સારી સ્થિતિમા હોત તમારી મહા મેહેનતની કમાઇમાથી બે પૈસા એકઠા કરી નાખેલા તે દેવામા આપી દેવા પડયા ઘરમાં પણ તેમાજ ગયા જ્યારે તમારે મેહેનત કરવાની જરૂર નોહોતી ત્યારે શરીર પાશરૂ હતુ

**ભીખારી૦**—અને હમણા જ્યારે બે પૈસા સારૂ મેહેનત કરવાની જરૂર છે, ત્યારે મહા રોગે કરીને આખુ શરીર ઘેરાઈ ગયુ છે

**ગગાબાઇ**—વળી અધૂરામા પૂરૂ, નાકનો રોગ મહા ભૂંડો થઇ પડયો છે તેથી એક ઘડી પણ બાકરી તમને ધીનાય નહિ તમારાથી

મેહેનત થતી નથી, તેમાં તમે શું કરો ? તમે ઘણી ચિન્તા કરીને શરીર શું કરવાને ગાળી નાંખો છો. મને હવે સત્યું પડયું છે તેથી કશું લાગતું નથી, મારે મારી દશા વિના તમારે કરવી નહિ. તમારે તો હવે ઘરમાં રહીને નાના છોકરાંને તેમના ગજા પ્રમાણે થોડું થોડું શીખવવા માંડવું. ઘરનું કામ હું મારી મેળે કરીશ, તે વિષે તમારે જરા પણ મનમાં આણવું નહિ.

**ભીખારી૦**--તારે શું આખો જન્મારો વૈતરામાં કાહાડવો ?

ગગા૦-- આપણી સુખી અવસ્થા હતી ત્યારે મારે કંઈ કરવું પડતું નહિ તેથી વાંચવામાં અને ગમતમાં મારો કાળ જતો. હમણાં જ્યારે અવસ્થા બદલાઈ ત્યારે તેને અનુસરીને મારે વર્તવું જોઈએ. તમે રૂદ્રઆખ્યાન મને વાંચી સંભળાવતા હતા તેમાંથી જે શ્લોક અમજાતિને લાગુ પડતા હતા તે બધા મેં ગોખી રાખ્યા છે. તેમાંનો આ એક બરાબર લાગુ પડેછે.

> जानीयात् प्रेषणे भृत्यान्, बांधवान् व्यसनागमे ।
> मित्रंचापत्तिकालेषु, भार्यां च विभवक्षये. ॥

આ શ્લોકના અર્થનો દુહો પણ મને સાંભરેછે:—

> દુઃખ આપત્તી કાળમાં બાંધવ, મિત્ર જણાય;
> વૈભવનાશ થયે ત્રિયા, ચાકર જો પ્રેરાય.

વળી એવાજ અર્થનો બીજો શ્લોક આગ સાંભળવામાં આવ્યો છે:--

> जानीयान् संगरे भृत्यं, बांधवान् व्यसनागमे ।
> भार्यां क्षीणेषु वित्तेषु युद्धे शूरं धने शुचिम् ॥

**ભાવાર્થ**– સંકટમાં ચાકરનું ચાકરપણું જણાયછે; દુઃખ આવે ત્યારે ભાઈઓનું ભાઈપણું જણાયછે; પૈસો ઘટી પડયે સ્ત્રીની પરીક્ષા થાય છે; યુદ્ધમાં શૂરનું શૂરાપણું જણાયછે, અને ધનના વ્યવહારમાં માણસની ચોકખાઇ જણાયછે. સુખમાં તો અમે અમારી ગરજને લીધે તમારૂં મન સાચવીને

ચાલીએ, પણ કઠિણવેળામાં નિભાવ થાય એમ, સ્થિતિ પ્રમાણે વર્તિયે ત્યારે ખરો ધર્મ પાળ્યો કહેવાય.

**ભીખારીદાસ**--ધન્ય છે મારી પ્રિયા, તને ધન્ય છે. જો કે હું દુઃખદ અવસ્થામાં આવી પડયો છું, તોપણ તારે લીધે હું પોતાને સુખી સમજુંછું કેમકે, કહ્યું છે કેઃ--

यस्य पुत्रो वशी भूतो, भार्या छंदानुगामिनी ।
विभवे यश्च संतुष्टस्तस्य स्वर्गमिहैव हि. ॥

સમજ્યાં? એમાં કહેછે કે, પુત્ર હોય તે વશમાં રહે, અને સ્ત્રી ધણીની મરજી પ્રમાણે વર્ત્તે, અને જેટલો વૈભવ મળ્યો હોય તેટલામાં સંતોષ પામે એવા મનુષ્યને અહિંઆંજ સ્વર્ગ છે.

*ગંગા૦*—જેમ તમે સંતોષ માનો છો તેમ હું નિત્યસંતોષી રહુંછું, માટે મારી ચિન્તા કરવી નહિ.

**ભીખારીદાસ**--વારૂ ત્યારે. પણ આપણી જયકુમારી ઝબારને ત્યાં છાપેલા કાગળ વાળવા જાય છે. તે અહિં લઈ આવીને વાળતી હોય તો હું પણ એને વાળવા લાગું, અને એના એ ભાઈ પણ જોવાથી શીખે, તેથી ઉપજમાં કાંઈ પણ વધારો થાય; વળી એ છે તો ડાહી, પણ એની ઉમર થવા આવી તેથી ઘરમાં રહેતો સારૂં.

*ગંગાબાઇ*—ખરી વાત છે, પણ મારે ઝબારને ત્યાં જઈને કહેવું પડશે ત્યારે એ વાળવા આપશે.

**ભીખારીદાસ**—બહુ સારૂ; જયકુમારી પરવારી હોય તો લઈને જા

(ગંગાબાઇ જયકુમારીને તેડીને જાય છે.)

**જયકુમારીવિજયનાટક.**

# દોલતરામ કૃપારામ.

## ૧૯૮—દંપતી પ્રેમની પ્રભુતા.

સુભદ્રા—અહો ! વસંત વિકાસ પામવા લાગ્યો !

**(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)**

આમ્રશ્રેણિ સુવાસવાસિત ધરે પુત્રીસમી મંજરી,
શોભા શ્યામ અશોકમાલ ધરતી જાણે સગર્ભા પરી,
ગાએ છે ગરબે મણી-ફલકમાં આ પદ્મિણી પદ્મિણી,
ચાલે ભૃંગ કુરંગ ખંજન યથા પીધી ઘણી વારૂણી.

(દીર્ઘિકામાં જળકુંડાળાં જોઈને) અરે, આ સમયે આ કુમારી દીર્ઘિકાને પણ વર માટે વલખાં !

**(વસંતતિલકા વૃત્ત.)**

આંબુદ્ધિનાયક સુધારક હાથ માગે,
અંભોજ-નાયક દિવાકર પાય લાગે.
આ દીર્ઘિકા વદન જોઈ સુરૂપવાળાં,
વાળે વિમૂઢ થઈ અંતરમાં કુંડાળાં.

મારાએ હૃદયમાં કુંડાળાં ને ઉંડાળાં વળેછે, પણ કારણ બીજું, અરેરે, પ્રાણજીવન ક્યારે આવશે ? તે અત્યારે ક્યાં હશે ? સુખી હશે કે દુઃખી ? તેમની સેવા કોણ કરતું હશે ? તેમને પ્રસન્ન કોણ રાખતું હશે ? પુછું પણ કોને ? અરેરે, આ દુઃખ વેઠયું કેમ જશે ? વસંતનો યોગ અને પતિનો વિયોગ ! હવે શું કરૂં ?

લાવ ત્યારે આ શીતળ જળમાં સ્નાન કરી જરા ટાંઢી પડું. અથવા તેથીએ ક્યાં ટાઢાં પડાવાનુ છે ? અરે મૂઢ વિધાતા, મારે તે એવો ધર્મપરાયણ પતિ ઘટે ?

(મનહર છંદ.)

જગપ્રતિપાલ વિષ્ણુતણી રાણી થવા લક્ષ્મી,
અમલ જલતણા કમળમાં મલપતી;
લયશાલિ રૂદ્રની પ્રિયા થવાને પારવતી,
ભૂત પ્રેત ભૈરવને ઘરમાં સંઘરતી;
રત્નાકરતણી વધૂ થવાને અલકનંદા,
શતમુખથી પુનિત પ્રેમ વરસાવતી;
ધર્મધુરંધર એક ધર્મપાળ-નારી થવા,
હું અભાગિણી સુગુણ એક ન વસાવતી.

અરે, આ સકલગુણના ભંડાર, સકલ સ્નેહના આગાર, મારા પ્રાણનાથને મારે માટેજ કષ્ટ! અથવા મારે લીધેજ આ રાજ્યમાં કલહ અને મહાન્ યુદ્ધ! આ કલેશમાં કેટલા ખપી જશે? કેટલા ઘર ભાગશે? અરેરે,

(સોરઠો.)

કુલનો કરવા નાશ, સકલ મદનને કેડીને,
કરવા ધર્મ હતાશ, ઉપની પાંચાળી નરી.
(નેપથ્યમાં) કુડનો કરવા નાશ, વિકલ મદનને કેડીને,
કરવા ધર્મપ્રકાશ, ઉપની પ્રેમાળી નરી.

સુભદ્રા—અરે, કોણ આ મારી સ્તુતિ કરે છે? (આમ તેમ જોઇને) કંઈ દેખાતું તો નથી. ત્યારે પડઘા તો નથી? એમજ, અહીં તે બીજું કોણ આવે? હવે હું શું કરૂં?

(વસંતતિલકા વૃત્ત.)

શું અસ્ત્ર લેઈ હૃદયે પ્રણયે વિંધાણું,
કે શત્રુના રૂધિરથી કરૂં શસ્ત્ર કાણું;
કે યોગિની થઈ સદૈવ મહેશ રાધું,
કે ક્ષુદ્ર ભોજ્ય દઈ ભૈરવ ભૂત સાધું?

ખરે, રમણુ આમ ભ્રમણ કરે અને હું સાથે પણ ન દોડું એ અનાર્યતાજ તો. સતીતો,

(વસંતતિલકા વૃત્ત.)

છાયા સમાન પતિને પડખે રહે છે,
કાયા સમાન પતિને બહુ સાચવે છે.
માયા સમાન પતિ પૂરૂષમાં રમે છે,
જાયા સતી પતિતણી રતિમાં રમે છે.
વળી, વામા કરે જપ અને તપ નાથ માટે,
દોડે ધરી અધર અંબર ધીર વાટે.
યુદ્ધે ચડે પતિતણા રાજકાજ નારી,
તે વર્ગમાં ગણતરી નહિ, હાય, મારી.

ત્યારે જન્મ ધરી મેં શું કર્યું ? કંઇ નહિ.

(દ્રુતવિલંબિત વૃત્ત.)

રમણુસાથ રમી સુખ ના લહ્યું,
સ્તવન ઇશ્વરનું પણ ના કર્યું,
નિયમ દાનથકી મન ના ઠર્યું,
અરર, જીવિત વંધ્ય બન્યું નર્યું.

(અકળાઈને આવેશમાં) ત્યારે શો ખપ આ દેહરૂપી ઉપાધિનો જેણે કંઈ સાર્થક તો નજ કર્યું પણ અનર્થ કર્યો? માટે બ્હેન દીર્ધિકા,

ગીતિ.

પતિના સ્નેહે બળતી, પતિ સ્નેહાર્ણવ સમી તુજ મહત્તા;
તેમાં વપુને અરપું,
(એટલુ બોલી જળમાં ભુસકો મારવાનું કરે છે કે નેપથ્યમાં)
"જો હત સ્ત્રીની શરીરપર સત્તા."

**સુભદ્રા**—(ચોંકીને) અરે, આ પાછુ કોણ બોલે છે?
મ્હારા શરીર પર મ્હારી સત્તા નહિ એવું કોણ કહે છે? કેમ નહિ વારૂ?

(ફરીને નેપથ્યમાં)—

### ગીતિ.

"પતિને અર્પણ કીધું, તેપર સત્તા ધરે ન કુલનારી;
ત્રિવિધ તાપમાં બળતાં, સતી, છતાં પતિ, ન જાય ક્ષણ હારી.

**સુભદ્રા**—અહો, આતો મનેજ સંબોધે છે. મ્હારી દુષ્કૃતિનેજ અટકાવે છે, ત્યારે શું સ્ત્રી સર્વદા પરાધીન? એમજ તો.

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

રામાએ નિજબાલ્યમાં જનકની આજ્ઞા સદા માનવી,
પ્રૌઢત્વે વરનીજ "હા ઉપર હા" આંખો મિંચી પાડવી.
વૃદ્ધામાં નિજપુત્રની પણ જરી ના આયના લોપવી,
આ શાં શાસ્ત્ર કરી, કરી પશુસમી, અર્ધાંગના, માનવી!

અરેરે, સ્ત્રીનુ કશુંએ નહિ? કોઈએ નહિ?

### (ઇંદ્ર વિજય છંદ.)

જે ધન પ્રાપ્ત થતું નિજ ભાગ્યતણા ઉદયે નહિ તે ધન તેનું,
જે સુત જન્મ ધરે નિજપેટ કશું ન કરે ક્ષણ તે સુત તેનુ.
જે વરના ઘરમાં નિજ નર જરૂર ભોગે વર તે સુખ તેનુ.
નિશ્ચય નાર ગુલામસમી—

(નેપથ્યમાં)— "નહિ જો હત પ્રેમનુ બંધન તેનુ"

**સુભદ્રા**—અરે, કોણ મ્હારા બોલમાં પુનઃ પુનઃ વાંધા નાંખે છે? શબ્દ તો પરિચિત જણાય છે, પણ ઓળખ પડતી નથી, લાવ જોઉં. (ચારે પાસ પરિક્રમણ કરતી જુવે છે.) અરે, આતો કોઇ જણાતુ નથી. ત્યારે શું આ મ્હારી ભ્રમણા હશે? આવેશમાં બોલાતા શબ્દને કે

કૃત્યને અટકાવનારા અંતર્ગત ગ્રહોના અંતરાય કહાડે છે, તેમ તો નહિ હોય? એમ પણ તેમ લાગતી ત્યારે, ભગવાન્ સૂર્યનારાયણનું સ્મરણ કરી એકબુદ્ધિથી ચિત્તશુદ્ધિ કરી બેઠું (સૂર્ય સામી પ્રણામાંજલી કરી) ભગવાન્ સૂર્ય,

(શિખરિણી વૃત્ત)

અહોદેવ જાણો નિજ વિરહથી દુઃખ સઘળું,
વિયોગે બાળાનું તન મન સદા હોય નબળું,
સદા ધારી શક્તિ સકલ જન કલ્યાણ કરવા,
ધરો છો શું દેવી પતિવિરહિતા નારી મનના

માટે હે જગતપિતા માગીએ,

(વસંતતિલકા વૃત્ત.)

જો બાળ કાળકૃતિ આપ અપેક્ષિત જાણો,
ભદ્રા-નદી નિકટ ધર્મ-સમુદ્ર આણો
ક્ષિતા, અસૂપતિ, અસૂ હરન્તો કરારે,
રૂડું નથી પુનિત ધર્મવિના લગારે

(એટલામાં એક શૃંગાર સજી દાસી પ્રવેશ કરે છે.)

**દાસી**-(સારણા થઈને) બાઈ સાહેબ, બારણે કોઈ વિદ્વાન બ્રાહ્મણ આવ્યા છે અને આપને મળવાનો આગ્રહ કરે છે

**સુભદ્રા**-દાસી, મારે બ્રાહ્મણનું શું કામ છે? ભોજન આપી દક્ષિણા આપી વિદાય કર

**દાસી**-ભોજન તો ત્યાગનું એ આપ્યું દક્ષિણા સાજ હાથે લેતા નથી, અને તમનેજ મળવાનું કહે છે

**સુભદ્રા**-સખિ, નથી જાણતી કે,

(ગીતિ.)

વિરહે વિહ્વલ સ્ત્રીએ, વધાવી કરવી ઘરે વિજનતાને,
રામવિરહમાં સીતા, સાધુની દશમુખ તથાપિ તૃણ-માને

**દાસી**–એ તો ખરૂ, પણ ત્યારે તેજ સીતા હનુમાન સાથે કેમ બોલી? કાળા મોના મર્કટ કરતા દશ મોના રાજા ખોટા ?

**સુભદ્રા**–દાસી હજી તું સમજી નહિ હનુમાન તો રામચંદ્રજીનો દૂત હતો પતિનો સંદેશો લાવનારને કોણ ન ગણે ?

**દાસી**–પણ પુ.પ તો ખરોજ કે નહિ ?

**સુભદ્રા**–હતી, પણ તે તો ધર્મનો સંગી હતો, ને રાણુ તો અધર્મી હતો

**દાસી**–ત્યારે આ ભટજી ધર્મના સંગી નથી એમ કોણે કહ્યું ? મિથ્યાપવાદ મુકવામા દોષ છે

**સુભદ્રા**–(સહજ અકળાઈને) કોણ મિથ્યાપવાદ મુકે છે ?

**દાસી**–કોણ તે માન બાઈસાહેબ કોણ કેહે છે કે એ ભટજી ધર્મ સંગી નથી ?

**સુભદ્રા** ભલે તે ધર્મસંગી હોય, આપણે શુ કામ છે ? એ તોજ હનુમાનની પેઠે સંદેશો લાવ્યો છે

**દાસી**—અહો, તમારે તો ધર્મના સંગીનુએ કામ નથી કે? પણ શાથી નક્કી – એ ધર્મનો સંગી મહારાજ ધર્મપાળનો સંદેશો નહિ લાવ્યો હોય?

**સુભદ્રા**—(નહીડાઈને) ત્યારે કેહેતી કેમ નથી ? જાણતી નથી કે વા અર્ધાંગણી કેવળ પરાધીના છે? બોલાવ, સત્વર જાજે, સન્માન સાથે લાવજે, હું આ આસન ઉપર બેસુ છુ જા, વ્હેલી બોલાવી લાવ (આસન ઉપર બેસે છે)

**દાસી**—જેમ આજ્ઞા (જતા જતા) હું કેહેતી નથી કે આર્ય ધર્મપાળનો સંદેશો લાવ્યો છે

**સુભદ્રા**—પાછી આવ, પાછી આવ, તુ શુ કહેતી હતી ? (દાસી તો જાય છે) અરે, આતો ચાલી ગઈ પણ એ બીચારી પતિવ્રતા છે, તેથ પતિનો વિયોગ છે એ વિરહિણીના ધર્મ જાણે છે માટે એ ખોટુ હેત કરે અરે, આ ડાબુ અંગ કેમ ફરકે છે ? ખરે, વધામણીતો સારી

કરો ત્યારે આ છાતી ફાટી જતી હોય એમ કેમ ધડક ધડક થાય છે? અને પણ આ દેહનો ત્યાગ કરી ધર્મપાળ જેવા પતિને મળવાનું મન થતુ હશે મર્દથા,

(ગીતિ)

હૃદય નાથને મળવા ઉછળે ક્ષણ ક્ષણ અધીરુ હૃદયથી,
બુદ્ધિ ટેક ભય, લજ્જા પુનિત પ્રીતિને નથીજ પતિપથી

(વિદ્યાધરને કોઈ સામી આવે છે તેના હાથમા લાકડી છે, પાઘડીપ પોતીયુ બાંધ્યુ છે, એક ધોતીયાથી કેડ બાંધી છે, ખભે ઝોળીલોગે છે)

**વિદ્યાધર**—માઈ તમારો જયજયકાર થાઓ ધનપાળ શેઠના કુળ વધૂ તમેજ કે?

**સુભદ્રા**—મહારાજ, પધારો આ આસન ઉપર બિરાજો (શ્યામ મહેતા લાકડીની સહાયથી બેસે છે) વદમૂર્તિ, પિતાજી ધનપાળના કુશળક્ષેમ મજા અને સ્વસ્થ છે?

**વિદ્યાધર**—બાઈસાહેબ હું તો પરદેશથી આવ્યો છુ, તે બીજુ તો નથી જાણતો પણ વાટમા એટલુ સાંભળ્યુ કે ધનપાળ શેઠનુ ધન જેટલુ આવ્યુ હતુ તેનુ "બારિયાનુ બારે બારે" ગયુ એનામા તેમના ગોરિયા, હવે તો તેમના પિંડ સગે જો નથી ને સગે નથી

**સુભદ્રા**—(કંઈ લજ્જાથી) મહારાજ, હું તો એમના ઘરની ખબર પુછુ છુ ધનની વાતે ના પૂછતા છે?

**વિદ્યાધર**—પહેલી મારી ખબર તો પુછો, અભ્યાગતની સેવા એ કુલવતીનો પરમધર્મ છે

**સુભદ્રા**—અરે, ભૂદેવ માફ હોય છ તે ક્ષમા કરો, કહો, શરીરે સાજા છો?

**વિદ્યાધર**—સાજા ન હોઈએ તો આવીએ શુ કરવા?

**સુભદ્રા**—વાહ વિદ્યાપતિ, આપનુ કંઈ ઇચ્છિત હોય તે કહો અને પછી મારા પ્રાણેશ્વર હૃદયચંદના વૃત્તાન્ત કહો

**વિદ્યાધર**—આર્ય, વિદ્યાને ઇચ્છિત લક્ષ્મી, અને લક્ષ્મીને તો દીકરી ગણી શેઠે દીધી શહને. પ્રાણેશ્વર તો પવન-તેતો અત્ર ત્રિવિધિ વાય છે, અને હું ચંદ્રલોકમાંથી આવ્યો નથી.

**દાસી**—(જરા ન્હીડાઇને) કેહેતા હો તો કહી દોને, શું કરવા આગ પપળાવો છો? નથી જોતા કે બાઇસાહેબના જીવનનો આધાર તમારા સંદેશા ઉપર રહ્યો છે? ટીખળ તે કેટલું?

**વિદ્યાધર**—તું મને કોણ હુકમ કરનારી? જા નથી કેહેતા. (ઉઠવાનુ કરે છે.)

**સુભદ્રા**—મહાજન, આપ એના બોલ ઉપર રીસાશો નહિ, માટે બેસો જરા, શ્રમ ઉતારો, અને આ વિરહિત અબળાની અવસ્થા જુવો; કેવી થઇ ગઇ છે? (આંખમાં આંસુ લાવીને) ત્યારે કૃપા કરી પ્રાણનાથના સમાચાર કહો.

**વિદ્યાધર**—(મનમાં) હજી નામ દેતી નથી. (તાણીને) પણ કયા પ્રાણનાથ?

**સુભદ્રા**—(નીચું વદન કરી) સુભદ્રાને ધર્મપાળ વિના બીજો કોઇ પ્રાણનાથ હોય?

**વિદ્યાધર**—(મનમાં) હવે જરા વાત કરૂં. (તાણીને) ભગિની,-આર્ય ધર્મપાળ કુશળ વર્તે છે.

**સુભદ્રા**—(મનનો ખેદ કહાડતી હોય એમ શ્વાસ મુકી) તથાસ્તુ, પ્રભુ તમારૂં ભલું કરો. (દીન વદન કરી) પણ મહારાજ, તે હાલ ક્યાં છે તે કેહેશો?

**વિદ્યાધર**—હા, સાંભળો.

(ઇંદ્રવિજય છંદ)

કેસર ચંદન કંજ ગુલાબનીં ધાતુથી પંજર દિવ્ય મરેલું,
સત્ત્વ મયંકનુ અસ્તર છે મકરધ્વજ ને રતિથીજ ધરેલું,
તત્ર સુધામય કોમલ કુસુ મૃણાલવિશે, અલિ, ધર્મ વિરાજે,
નાથ પુરી નિજ અંતરમાં, સુજને પુછતાં લલના કયમ આજે!

અહો શું સ્ત્રીઓનાં ચરિત્ર!

સુભદ્રા—(સલજ્જ) મહારાજ, મારા હૃદયમાં તો પ્રાણેશ્વર સદૈવ વિરાજે છે. તેમ ન હોય તો અત્યાર પહેલાં સુભદ્રા ક્યારનીએ હતી નહતી થઇ હોત; પણ દૃષ્ટિગોચર કરવા ઉત્કંઠિત છું.

વિદ્યાધર—હૃદયમાંથી કહાડો બારણે, એટલે આંખ આગળ આવશે.

સુભદ્રા—(દીનવદન કરી) સખિ, મારીવતી આ મહાજનને તું વિનવ કે પ્રાણપતિના સર્વ વૃત્તાંત નિવેદન કરે.

દાસી—મહારાજ, આ અમારા સુભદ્રાબાને મહારાજ ધર્મપાળ વિના જરાએ ગમતું નથી. નથી ખાતાં, નથી પીતાં, નથી ઉઘતાં, નથી સુતાં, નથી બેસતાં, નથી ફરતાં; શ્વાસોચ્છ્વાસ આર્ય ધર્મપાળની માળા. શું કહેવાશે છે ? એ તો પતિવિના જરાએ રહી શકતાં નથી.

વિદ્યાધર—(મનમાં) થાય છે, શો રઝવાટ છે ? ધર્મપાળ ખુશી છે તે તો એ જાણે છે, તો એ ઘડી ટીખળમાં " વાતમાં વરૂપ. " (તાણીને) સાંભળો ત્યારે.

(ઇંદ્રવિજય છંદ)

અંગ-તુરંગ વિશે ઘટ નાજુક વજ્રકપાટથી બંદ કર્યો છે,
કોમળ કૃણુ તંતુની સાંકળથી કરપાદ વિશે પકડ્યો છે.
વીર સુધીર અધીર બન્યો બલવાન છતાં બલ વિહ્વલ જેનું,
નાચત ખેલત મહાલત એ, 'નહિ જો હત પ્રેમનું બંધન તેનું.'

સુભદ્રા—(આશ્ચર્ય પામીને મનમાં) અરે, મને આત્મહત્યાના દોષમાંથી ઉગારી લેનાર શું આજ કોઇ દયાળુ મહાત્મા હશે ? પદ તો એજ આવ્યું. ઠીક. ત્યારે ખાત્રી કરૂં, (તાણીને) આપ કોણ છો અને ક્યાંથી આવ્યા છો?

વિદ્યાધર—હું કોણ છું તે હજી હું યથાર્થ જાણતો નથી, પણ આદિમાંથી આવ્યો ને અનાદિમાં જાઉંછું.

સુભદ્રા—મહારાજ, એ વેદાંત તો અમારે શા કામનું ? અમે તો આ સંસારનાં માખ, હજી તો લ્હાવ ખાઉં લેવાના છે.

વિદ્યાધર-બરાબર તો.

સુભદ્રા-ત્યારે યથાર્થ કહો કે આપ કોણ છો ?

દાસી-વિદ્યાધર (સુભદ્રા આશ્ચર્યથી જોઇ રહેછે.)

વિદ્યાધર—"વિદ્યાધર," "વિદ્યાધર" કોને કહે છે ? ચાલ ઉતાર શૃંગાર, નહિ તો બતાવ તારો પતિ.

દાસી-(ખૂબ ચીડાઇને) મારા પતિ તે તમે, વિદ્યાધર તે તમે, હવે કંઇ કહેવુ છે ? (સુભદ્રા ચકિત થઇ એક બીજા સામે જુવે છે.)

વિદ્યાધર—(ખડખડ હસીને) સ્ત્રીના પેટમાં વાત રહે ? તેમનાથી તો—

(ગીતિ.)

**બન્ને સાથે**—બાઇસાહેબ, સાથે લાગાં,

(રોળા વૃત્ત)

માયાવર્તીનો અમલ દશા અબળાની રાંની,
સેનાપતિનો નાદ દુષ્ટ મંડળનું પાણી,
ધર્મપાળનું કલંક ભાર પૃથ્વીનો ભારે,
ઉતર્યાં છે આ કાળ અમર ચડતાં અધિકારે.

**સુભદ્રા**—(ભાર કહાડતી હોય તેમ શ્વાસ મુકીને.) હા–શ, અંતે ધર્મનો જય થયો. પણ હવે પ્રાણનાથ ક્યારે આવશે? વિદ્યાધર, મારે શાં વધામણાં દેવાં તમને?

**વિદ્યાધર**—આ ફૂટેલ સ્ત્રીએ મારૂં વધામણું ઝુંટાવી લીધું, પણ હવે ધર્મપાળને પ્રત્યક્ષ લાવી વધામણું લેઇશ, ત્યારે એ શું કરશે?

**દાસી**—તમે બાઇસાહેબ પાસે વધામણી લેશો ત્યારે હું બાઇસાહેબ પાસેથી લેઇશ.

**વિદ્યાધર**—આવજે લેવા. પણ હું જાઉં, મહારાજ ધર્મપાળ આવતા હોય તો વેહેલા વેહેલા લેઇ આવું. (જાય છે અને જતાં જતાં) અહો, શો સ્ત્રીઓને પતિપ્રતિ મોહ! પુનિત દાંપત્યને અવર અવલંબનની અપેક્ષા નથી. જુવોને,

(માલિની વૃત્ત.)

અમર–વિજયકેરા ગુરુજની કીર્તિ–વાસે,
સકલ જગત મધ્યે પૂર્ણ અહ્‌લાદ ભાસે,
પણ રમણ–રતા આ નિસ્પૃહા કંથ ઝંખે,
પતિ વિરહ સતીને નિત્ય ને નિત્ય ડંખે.

મને તો એમજ જણાય છે કે પુનિત અને નિઃસ્વાર્થ પ્રેમ પ્રમદાઓનોજ છે. કાંઈ—

(વસંતતિલકા વૃત્ત)

સેવે સદા જનકને દુહિતા સુભાવે,
પત્દોષ યુક્ત પતિને દયિતા નભાવે,
ઉચ્છેરતી શિશુજનો જનિતા સ્વભાવે,
ના સ્વાર્થ સૌખ્યનોં તમા પ્રમદા ધરાવે.

(જાયછે.)

**સુભદ્રા**—સખિ, હવે પ્રાણનાથ વેહેલા આવે તો બહુ સારૂં. આજ સુધી તો જેમ તેમ કરી ધૈર્ય રાખી રહીછું. પણ હવે નથી રહેવાતું. અને જ્યારથી આ તારા પતિએ પ્રાણનાથ આવવાની વાત કરી છે, ત્યારથી તો જીવ તલપાપડ થઇ રહ્યો છે.

**દાસી**—બાઇસાહેબ, આર્ય ધર્મપાળ ક્ષણે ક્ષણે આપની પાસે આવતા જાય છે; એમને પણ આપને મળવાની ઉત્કંઠા ઓછી નથી. મારા ઘરવાળા તો કહેતા હતા કે રણસંગ્રામમાં પણ તમને એક ક્ષણ વિસાર્યાં નથી, તો હવે એ થોડીવારમાંજ આવશે.

**સુભદ્રા**—ત્યારે તો પ્રાણનાથને વધાવી લેવાની તૈયારી કરવા, ચાલો, આપણે ઘરમાં જઇએ.

**દાસી**—(મનમાં) ધર્મપાળ આને આ વેશમાંજ જુવે એજ ઠીક. (તાણીને) બાઇસાહેબ, મહારાજ ધર્મપાળને તો જ્યાં આપ ત્યાં ઘર , અને આપનો આનંદ એજ વધાવો.

**સુભદ્રા**—(આંખમાં અશ્રુ લાવી) બહેન, તું ખરૂં કહે છે. મારાં તે એવાં શાં ભાગ્ય કે મને આ ભર્તાર મળ્યા ?

**દાસી**—બાઇસાહેબ, હીરો કુંદનમાં જડાયો છે. ધર્મપાળને સુભદ્રા અને સુભદ્રાને ધર્મપાળજ ઘટે છે.

**સુભદ્રા**—પણ બહેન, મારામાં તે એવા શા ગુણ છે ? મારો તો સ્વભાવ કે એમને સુખ આપવું ને એમને પ્રસન્ન કરવા, એમાં શું વધારે ?

**દાસી**—ને એમનો સ્વભાવ કે તમારૂં લાલન પોષણ કરવું.

**સુભદ્રા**—સખિ, તું મારો પક્ષ કરે છે, જેને, એ પ્રતાપીપક દુઃખો પરાજય કરે છે સાધુનું પોષણ કરે છે, અને જે એમનો મન કરે તેને સુખી કરે છે, , શું કરું ?

**દાસી**—એના પ્રતાપીને સહાય અને તેમનું તથા તેમના સગીનું ભ

**સુભદ્રા**—સ્ત્રી સ્ત્રીનું ઉપરાણું લે એ સ્વાભાવિક

**દાસી**—અને સતી પતિનું ઉપરાણું લે એ પણ સ્વાભાવિક

**સુભદ્રા**—પણ બહેન, આપણે કઇએ તૈયારી ના કરીએ, ત્યારે પ્રા ! નાથ અવિવેકી ધારશે-હો

**દાસી**—નહાલમાં વિવેક હોય નહિ, છતાં પણ તૈયારીમાં આપનું મન કારણ કરે

**સુભદ્રા**—સખિ, ખરે, એ સૂર્ય જેવા પ્રતાપી અને વિજયના પ્રભાવે સવિરોપ તેજોમય પ્રાણનાથ સામે મારાથી કેમ જોઈ શકાશે ? મને તો હર્ષ, શોક ને દૈન્યથી કાંઈ સૂઝ નથી પડવાની માટે સખિ, મારી પાસે ને પાસે-

(એટલામાં જય જય શબ્દ થાય છે)

**સુભદ્રા**—અરે પ્રાણનાથ આવ્યા સખિ, ચાલો સામા (ઉઠે અને ચાલતે ચાલતે) અરે, મારા પગ કંપે છે, મારી છાતી ભરાઈ આવે છે, આ આંખે તો તિમિર આવ્યા બહેન, મસ્તિષ્ક પણ ભમે છે હવે હું શું કરૂં ? (દાસીને ખભે રેમ દેઈ ઉભી રહે છે)

**દાસી**—બાઈસાહેબ આર્યધર્મપાળના આટલા ભગીરથ શ્રમનું ફળ આપ પોતેજ છો હવે આપની સમીપ રહેનાર આનનાર આગળ આમ હૈયા સૂના થવાય કે ? જુઓ એ તો આ આવે (ધર્મપાળ પ્રવેશ કરે છે)

**ધર્મપાળ**—(દૂરથી સુભદ્રાને જોઈને)

### ગીતિ

ગ્રીષ્મ કાળને અંતે શુષ્ક મનેની ધરાસમી પ્યારી,
વિરહ-બાધાથી ત્રસ્તા, મૃગી, નયનમાં નીર છલ ધારી

મારે હવે છું મન્દર જઈ અને મળું (આગળ જાય છે)

સુભદ્રા—સખિ, આ તે શાણું કે સાચું ? પણ તું મારાથી જરા વેગળી ખસીશ નહિ, મને આશ્રય તો માત—

દાસી—(ધર્મપાળને છેક પાસે જોઈ) ધર્મનીજર છે. (ધર્મપાળ પાસે આવે છે એટલે દાસી જરા દૂર જાય છે, એટલે બન્ને જણ વળગી પડે છે. થોડી વાર એમ રહ્યા પછી ડુસકાં ભરતી સુભદ્રા પતિને ખભે અને માથે હાથ નાખે છે. અને એક ટશે ને ટશે જોઈ રહે છે.)

સુભદ્રા—પ્રા-ણ-ના-થ-આપ ખુશી છો ?

ધર્મપાળ—(સુભદ્રાની ગીલુક ઝાલી તેના સામે જોઈ) ધિમે,

(દ્રુતવિલંબિત વૃત્ત.)

ગહન રાન જતાં સરિતા ગળી,
અહિસટે ઉદગે કુશાગ્રાગલી,
અમૃત જીવન જીવનુ માંગમાં,
કુશળ ન હોઈ અશેતિ ઉમંગમાં.

(આગરશાહ નાટક.)

---

## જ. ઉ. યાજ્ઞિક.

### ૧૬૯—કન્યા વિદાય.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

એવો શોક અરણ્યવાસી અમને થાયે ખગ સ્નેહથી,
તો શી વાત કરૂ ગૃહસ્થ જનની સંસારકેરી જુઠી;
માયા ને મમતા થકી હૃદયમાં કન્યા જતે સાસરે,
પીડાયે અતિમાત્ર એ નવિન આ પુત્રિવિયોગે ખરે.

**બન્ને સખિઓ**–અલી શકુંતલા, શણગાર તો તારો પૂરો થયો. હવે આ વસ્ત્ર પહેર.

(શકુંતલા ઉઠીને પેહેરેછે)

**ગૌતમી**–બેટા, આ તારા પિતા તારી કને ઉભા છે. એઓની આંખો આનંદના આંસુથી ભરાઈ આવી છે. એઓ તને ભેટવા ઇચ્છતા હોય એમ જણાય છે.

**શકુંતલા**–(લજ્જાઇને) પિતાજી પગે પડુંછું.

**કાશ્યપ**–બેટા,

(શ્લોક અથવા અનુષ્ટુપ

શર્મિષ્ટા છે યયાતિને ધણિને તે
થા અને પુરૂના જેવો પુત્ર સ

**ગૌતમી**–ભગવન્! આતો ખરેખરૂં .

**કાશ્યપ**–બેટા, હવે અહીંથી હુતાશિન

(સર્વે પરિક્રમણ

**કાશ્યપ**–મંત્ર ભણીને આશિષ

(આકાશમ

(વસંતતિલકા

માર્ગે સરોવર મનોહર
લીલાં બનેલ છમ પંકજ
છાયા અસહ્ય તરૂવંદ
આછો કરો સખત સૂર્ય

થાજો, વળી, કમલપુષ્પતણી રજેએ,
માર્ગ સુવાસિત અને મૃદુ ધૂળ એને;
ધીમે ધીમે પવન વિઘ્ન રહીત વાજો,
કલ્લોલથી યુવતિ માર્ગ તમામ જાજો.

**ગૌતમી**—બેટા, બાંધુ જેવા તને વાહાલા જે આ તપોવનમાંના દેવતા તે પણ તને જવાની આજ્ઞા દેછે. એમને નમસ્કાર કર.

**શકુંતલા**—(પ્રણામપૂર્વક પરિક્રમણ કરીને કાનમાં) અલી પ્રિયંવદા, રાજપુત્રને મળવાની મારા મનમાં ઘણી ઉત્કંઠા છે ખરી તોપણ આશ્રમ છોડીને જતાં મારા પગ ઉપડતા નથી.

**પ્રિયંવદા**—તપોવન વિયોગે કરી કેવલ તનેજ શોક ઉત્પન્ન થાયછે એમ નથી. તારા વિયોગથી તમામ તપોવનને પણ તારી પેઠેજ દુઃખ થાયછે.

**(આર્યાગીતિ વૃત્ત.)**

હરણાંઓ મુખમાંથી નાંખી દે ભોંય દર્ભના કલ્લા,
મોર તજેછે નર્તન વાગ્યા એને વિજોગના ભાલા;
સર્વલતા વન કેરી જાણે આંસુ ખરેખરાં પાડે,
તેમ પત્ર વેરેછે ઉભરા એવા પ્રકારથી કાઢે.

**શકુંતલા**—(સંભારીને) પેલી મારી બ્હેન વનજ્યોત્સ્નાને કહી આવું.

**કાશ્યપ**—ઠીક તારો એની સાથે માનીજણી બ્હેન સરખો સ્નેહ છે તે હું જાણુંછું. આ રહી તે જમણા હાથ ભણી.

**શકુંતલા**—(વેલ પાસે જઈને) અરે ! પ્રિય વનજ્યોત્સ્ના, આંબાને લાગેલી છે ખરી તોપણ લગાર તારા આણી તરફ આવેલા શાખારૂપી હાથે મને ભેટી લે. હું હવે દૂર દેશ જનારછું, તેથી હવે પછી તારો મેળાપ મને થશે નહિ.

**(વસંતતિલકા વૃત્ત.)**

કાશ્યપ—સંકલ્પ મેં પ્રથમથીજ કરી મૂક્યો' તો,
ભર્તારનો મન વિષે તુજ કાજ તે તો;

**શકુંતલા**—આપલ્યા, તારી સોબત હું મૂકીને જાઉંછું તો મારી પાછળ કાં આવેછે? તને જણીને તરત તારી મા મરી ગઈ. પછી તેના વિના મેં તને ઉછેરી મોટી કરી. હવે હું જઇશ એટલે દાદા તારૂં જતન કરશે. માટે જા, બા, પાછી જા. (એમ કહી રડતી રડતી આગળ ચાલી)

(વસંતતિલકા વૃત્ત.)

**કાશ્યપ**—ઉંચી ચડેલ તુજ પાંપણુ આંખ કેરી,
તેમાં રહેછ ખુબ અશ્રુપ્રવાહ ત્યારી;
એ બંધ તું કર ધરી મન ધૈર્ય સાચું,
જેથી જરાય તુજ દીલ ન થાય કાચું.
કાંજે તને નહિ દિસે જળના ભરેલા,
નેત્રોવડે ખચિત મારગ નીચ ઉંચા;
તેમાં કદાપિ ડગલાં ભરતાં અગાડી.
બેસીશ આડું અવળું પગને લગાડી.

**શારંગરવ**—ભગવન્, આગોળના તળાવની પાળ સુધી સગાંવહાલાંએ વળાવવા જવું એવો સંપ્રદાય છે; માટે હવે આ તળાવની તેડ આવી. તો જે કાંઈ સંદેશો કહેવાનો હોય તે કહી પાછા વળવું ઘટારત છે.

**કાશ્યપ**—ત્યારે આવો, આ વડના વૃક્ષની તળે થંડકમાં બેસી જરા વિસામો ખાઈયે.

(સર્વે પરિક્રમણ કરીને બેસેછે)

**કાશ્યપ**—અરે, મહાપતાપી દુષ્યંતને ઘરે તેવો શો સંદેશો કહાવું વારૂ? (એમ કહી વિચારમાં પડેછે) શારંગરવ, શકુંતલાને સોંપીને દુષ્યંત રાજાને મારૂં નામ દઈ આટલો સંદેશો કહેજે.

**શારંગરવ**—કહો, મહારાજ.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

**કાશ્યપ**—જાણો જે તપ એજ છે ધન ખરૂં એવા અમોને અતિ,
તે સાથે કુળ ઉંચ છે નમતણું તે સો વિચારી ખુશી;

રૂપે, કુળે, અવર સદ્ગુણુમાં સમાન,
પામી હવે સુકૃતથી ધણિને પ્રમાણ.
આળો મળ્યો ઝટ રુડી નવમાલિકાને,
નમી ખરેખર વધુવર જોડ એને,
બંને હવે વર વિષે સુખિયાં થયાં આ,
તેની તથા તુજ વિષે ગઈ આજ ચિંતા.

બેટા, અહીંથી હવે માર્ગે પડ.

**શકુંતલા.**—તમો બન્ને જણીઓને આ વેલની સુપરત કરું છું.

**સખિયો.**—એ તો ઠીક. પણ આ બે જીવની કોને સુપરત કરી જાય છો? (એમ કહી આંખમાંથી આંસુ પાડે છે.)

**કાશ્યપ.**—અનસૂયા, રડ માં, તમારે બેઉ જણીઓએ તો શકુંતલાને ધીરજ આપવી જોઈએ.

(પછી સર્વે આગળ ચાલવા માંડે છે)

**શકુંતલા**—પિતાજી, આટલું કહું છું તે જરા ધ્યાનમાં રાખજો. તે એ કે પેલી મારી લાડકડી હરણી ભારેવાડી થઈને આશ્રમમાં ફરે છે તે જ્યારે નિર્વિઘ્ને વિઆય ત્યારે એ શુભ વર્તમાન કોઈની જોડે મને કહાવજો.

**કાશ્યપ**—ઠીક, નહિ વીસરૂં બેટા.

**શકુંતલા**—(તણાતી હોય એમ બનાવી) અરે! કોણ આ મારો પાલવ સાહી રહ્યું છે? એમ કહી પાછું ફરી જુવે છે)

**કાશ્યપ**—બેટા,

**(વસંતતિલકા વૃત્ત.)**

રેડયું સુખે કુશતણી અણીથી પડેલ,
ઘા રૂઝવા અમળ ઈંગુદી કેરૂં તેલ;
સામો સુકીભર વળી દઈને ઉછેરી,
તે પુત્રીતુલ્ય હરણી નહિ જાય છોડી.

**શકુંતલા**—આપસ્યા, તારી સોબત હું મૂકીને જાઉંછું તો મારી પાછળ કાં આવેછે ? તને જણીને તરત તારી મા મરી ગઈ. પછી તેના વિના મેં તને ઉછેરી મોટી કરી. હવે હું જાઈશ એટલે દાદા તારૂં જતન કરશે. માટે જા, બા, પાછી જા. (એમ કહી રડતી રડતી આગળ ચાલી)

(વસંતતિલકા વૃત્ત.)

**કાશ્યપ**—ઉંચી ચડેલ તુજ પાંપણ આંખ કેરી,
તેમાં રહેછ ખુબ અશ્રુપ્રવાહ જારી;
એ બંધ તું કર ધરી મન ધૈર્ય સાચું,
જેથી જરાય તુજ દીલ ન થાય કાચું.
કાંજે તને નહિ દિસે જળના ભરેલા,
નેત્રોવડે ખચિત મારગ નીચ ઉંચા;
તેમાં કદાપિ ડગલાં ભરતાં અગાડી.
બેસીશ આડું અવળું પગને લગાડી.

**શારંગરવ**—ભગવન્, બાગોળના તળાવની પાળ સુધી સગાંવહાલાંએ વળાવવા જવું એવો સંપ્રદાય છે; માટે હવે આ તળાવની તેડ આવી. તો જે કાંઈ સંદેશો કહેવાનો હોય તે કહી પાછા વળવું ઘટારત છે.

**કાશ્યપ**—ત્યારે આવો, આ વડના વૃક્ષની તળે થંડકમાં બેસી જરા વિસામો ખાઈયે.

(સર્વે પરિક્રમણ કરીને બેસેછે)

**કાશ્યપ**—અરે, મહાપતાપી દુષ્યંતને ઘરે તેરો શો સંદેશો કહાવું વારૂ? (એમ કહી વિચારમાં પડેછે) શારંગરવ, શકુંતલાને સોંપીને દુષ્યંત રાજાને મારૂં નામ દઈ આટલો સંદેશો કહેજે.

**શારંગરવ**—કહો, મહારાજ.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

**કાશ્યપ**—જાણો જે તપ એજ છે ધન ખરૂં એવા અમોને ઋષિ,
તે સાથે કુળ ઉંચ છે તમતણું તે લો વિચારી ખુશી;

આપોઆપ વળી પરસ્પર છૂટી'તી સ્નેહની વૃત્તિ તે,
વચ્ચે કોઈ પ્રકારથી નવ હતા બંધુજનો કોઈએ.
જે રીતે બહુ માનમાં અવર છે રાણી ધણી આપથી,
તે રીતે તમ પાળજો યુવતિને સામાન્યસત્કારથી;
તેથી પ્રાપ્ત થશે વધુ ઉદય તો છે ભાગ્ય આધીનરે,
ના બોલાય વિશેષ એ વહુતણા બંધુજનોથી ખરે.

**શારંગરવ**—સંદેશો તો જેવો ઘટે તેવોજ છે. તેજ પ્રમાણે હું પહોંચાડીશ.

**કાશ્યપ**—બેટા, હવે તને કાંઈ શિખામણ દેવી જોઈએ. અમે વનવગડાના વાસી છઈએ પણ સંસારની રીતભાતથી કેવળ અજાણ્યા નથી.

**શારંગરવ**—નહિ, નહિ, મહારાજ, બુદ્ધિમાન પુરુષને કોઈપણ વિષય અજાણ્યો નથી.

**કાશ્યપ**—તો અહીંથી સાસરે પહોંચ્યા પછી—

**(શાર્દૂલવિક્રીડિત વૃત્ત)**

સેવા તું કરજે સદા મનથકી તારા વડીલો તણી,
સારો સ્નેહ સખી સમાન ધરજે તારી સપત્ની ભણી;
ભર્તા રોષ કરી વદે કદિ તને સામે ન તોયે થતી,
રે'જે સેવક સાથ રોજ વદતાં દાક્ષિણ્ય દેખાડતી.
જો વેળા તુજ ભાગ્યના ઉદયથી થાયે બડે જાવતું,
તે વેળા મનમાં ફુલાઈ ન જતી કે માન્ય રાણી છું હું.
વર્તે જે અબળા જનો ઉપરની રીતે બધાં તે ધરે,
સન્નારી અધિકારને, અવર તો બીજી કુજાને, ખરે.

**ગૌમતી**—વાહ! આટલા ઉપદેશમાં વહુ માણસે કેમ ચાલવું એના ધર્મ આવી ગયા. બેટા, આ બધું કાળજામાં કોરી રાખજે.

**કાશ્યપ**—હવે મને તથા તારી બહેનપણિઓને છેલી વારની ભેટી લે કે અમે જઈએ.

**શકુંતલા**—પિતાજી, પ્રિયંવદા તથા અનસૂયા મારી પ્રાણસખિયો તે પણ અહીંથી પાછી જવાની કે ?

**કાશ્યપ**—હા, બેટા, શું કરીએ ? એઓને પણ પરણાવ્યા વગર છુટકો છે ? માટે તારી સાથે એમને મોકલાય નહિ. પણ ગૌતમી આવશે.

**શકુંતલા**—(પિતાની કોટે વળગીને) પિતાજી, મલય પર્વતની તળેટીમાંથી ઉખડી ગએલી ચંદન લતાની પેઠે દાદાને ખોળેથી ઉતરેલી એવી જે હું તે મારા જીવને પરદેશમાં કેમ ધારણા રહેશે, વારૂ !

**કાશ્યપ**—બેટા, તું આવડી કેમ અકળાય છે, વારૂ ?

(શકુંતલા પિતાને પગે પડેછે.)

**કાશ્યપ**—કલ્યાણ થાઓ, બેટા. તારે વિશે મારી સર્વ મનકામના સિદ્ધ થાઓ.

**સારંગરવ**—બપોર તો થઈ ગયા. બ્હેન, હવે ઉતાવળ કરો તો ઠીક.

**શકુંતલા**—(આશ્રમ સામી ઉભી રહીને) દાદા, ફરી હવે તપોવનનું મોહોડું હું ક્યારે દેખીશ ?

**કાશ્યપ**—સાંભળ, ક્યારે દેખીશ તે

(વસંતતિલકા વૃત્ત.)

ચોખંડ પૃથ્વિ તણી તું થઈને સપત્ની,
રાજ્યાધિકાર સુખમાં ચિરકાલ કાઢી.
દૌષ્યંતિ જે અતુલ પુત્ર અતિ ગુણાઢ્ય,
તેનો વિવાહ વિધિથી કરજે સભાગ્ય.
જ્યારે થશે સમર્થ્યો સહુ જ્ઞાનથી એ,
ભર્તાર તે સમય ભાર કુટુંબ તજીને.
દેશે મુકી સકલ એ, સુતને જ શીશ,
શાંતાશ્રમે વર સુખે પગ તું મુકીશ.

**ગૌતમી**—બેટા, હવે જવાની વેળા ઘોડી રહી છે. દાદાને [illegible] નહિ તો ફરી ફરીને ઘણીવાર સુધી એમજ બોલ્યાં કરે [illegible] પાછા વળો.

**કાશ્યપ**—બેટા, હું જાણીશું. હો ! હવે અનુષ્ઠાનો કાળ જતો રહે છે.

**શકુંતલા**—( પાછી પિતાને ભેટીને ) દાદા, તમારૂ શરીર તપશ્ચર્યા કરી કરી ઘણું કટાયુછે, તેમા વળી મારી ચિંતા કરી લગારે ઉમેરો કરશો નહિ.

**કાશ્યપ**—(નિસાસા મુકીને)

**(આર્યાગિતિ વૃત્ત.)**

વળે શોક શમતા મુજ ક્યાંથી, બેટા, ધરાંગણે દેખી,
વેરેલા પર્ણ તે બળિનીવારો ચગવવા પંખી.
અધારો બેટા, વાટમાં કલ્લોલ કરતાં જાજો.
(શકુંતલા પોતાના સાથીઓ સાથે ચાલવા માડે છે)

**પ્રિયંવદા તથા અનસૂયા**.—( શકુંતલા ભણી જોઈને ) અરે, રે ! ખરે એ તો ગઈ. ઝાડમાં ને ઝાડમાં અંતરધાન થઈ ગઈ.

**કાશ્યપ**—(હાશ કરી લાંબા નિસાસા મુકીને) ચાલો મારી પાછળ. ઘેર જઈએ.

**પ્રિયંવદા તથા અનસૂયા**—દાદા, શકુંતલાના વિયોગે કરીને આખુ તપોવન સુનુ સુનુ લાગેછે, તેમાં અમારાથી કેમ પગલું મુકાશે ?

**કાશ્યપ**—સ્નેહની રીત એવીજ દીસેછે. (વિચારમાં ને વિચારમાં પરિક્રમણ કરી) અહો ! મને પુછો તો શકુંતલાને સાસરે વળાવેથી મારૂ હૃદય હવે સ્વસ્થ થયું. કેમકે

**( ઇંદ્રવજ્રા વૃત્ત )**

આખેર કન્યા ધન પારકું છે,
તેને વળાવી ધણિ ઘેર આજે.
આત્મા થયો આ મુજ શુદ્ધ જપી,
માલીકને થાપણ જેમ સોંપી.

**અભિજ્ઞાન શકુંતલ નાટક.**

---

# મહામહોપાધ્યાય.

## ૧૯૦—સાવિત્રિ ચરિત્ર.

સાવિત્રી—અહો મારાં હૃદયપ્રિય પુસ્તકો! જો કે આપના શુભ આશ્રયથી જે જે લાભ મને મળ્યો છે તે હું મારી એક જીભથી કહી શકતી નથી તોપણ પરલોકનો જય કરવામાં અસ્ત્રરૂપ શાસ્ત્રોએ, વેદવાણીના નિવાસરૂપ નિર્મલ ઇતિહાસોએ અને પુરાણોએ જે જે મારી ઉપર ઉપકાર કર્યા છે તે હું કેમ વિસારૂં? મહાકવિઓના મનમાંથી ઉત્પન્ન થએલાં સાંભળવા યોગ્ય કાવ્યોએ અને રત્નોના કોપને પણ હલકા પાડે એવા કોષોએ, માગ ઉપર જે જે ઉપકાર કર્યા છે તેને કેમ ભૂલું? [બીજી કોર જોઈને] સાગ માર્ગને દેખાડનારી કથાઓ અને હર્ષના સ્થાનકરૂપ કથાનકોએ સ્નેહી પ્રિય મિત્રોની પેઠે જે કાંઈ મારા ઉપર ઉપકાર કર્યા છે, અરે, તે કેમ ભૂલું? [ફરીને બીજી કોર જોઈને] ઉત્તમ ગદ્ય અને પદ્યથી મનોહર ચંપૂઓએ અને આ સુંદર નાટકોએ વારંવાર જે જે મારી ઉપર ઉપકાર કર્યા છે તેને આ મારૂં મન કેમ ભુલી જશે? અરેરે, તોપણ દયારૂપી ઉત્તમ અમૃતમય અંતઃકરણવાળા પિતાજીની આજ્ઞાથી પોતાને યોગ્ય વર શોધવા સારૂ આજ વર્ષ દિવસ થયા હું જુદાજુદા દેશમાં ફરતી હતી તેથી મારાથી તમારી સંભાળ લેવાણી નથી અને હવે તો સઘળો સંસાર મને ઉજડ અરણ્ય જેવો શૂન્ય અને અસાર લાગેછે. શાસ્ત્રવિચારની વેળા વીતી ગઈ, કાવ્યના વિનોદનો અવસર જતો રહ્યો અને સાહિત્ય શીખવાનો સમય મંતાઈ ગયો; વધારે શું કહું? આપના ગુણથી વેચાએલા હૃદયવાળી સાવિત્રીને જીવવાનું પણ હવે પ્રયોજન નથી માટે તેના છેલ્લા પ્રણામ છે. [એમ કહી પ્રણામ કરી ફરીને આંસુ ભરેલી આંખે] હે શાસ્ત્રો! હે ઇતિહાસો! હે પુરાણો! હે કથાઓ! હે કથાનકો! હે વિચિત્ર ચંપૂઓ અને હે નાના પ્રકારના નાટકરૂપ રત્નો! સાવિત્રીના આ આપને છેલ્લા પ્રણામ છે, કેમકે હવે તે

આંસુડાં પાડતી, નિસાસા નાખતી તથા શૂન્યચિત્ત થઈને ગળગળે સાદે કંઈકંઈ બોલ્યા કરે છે. એનું હૃદય શૂન્ય થઈ ગયું છે તેથી પાસે ઉભા છતા પણ તે આપણને દેખતી નથી, માટે કાંઈક બોલીએ.

**માધવી**—ઠીક, એમ કરીએ [સાવિત્રીને] પ્રિયસખિ ! શરીરે સારૂંછે ?

**સાવિત્રી**—(સાંભળ્યા વિના મુદિતમહાલક્ષ્મી અને પ્રસન્નપાર્વતી નામની બે કથાને) હે મારા મનના વિસામાના આધાર પ્રિય કથાઓ ! માલતી અને માધવીની પેઠે તમે બેય મારા હૃદયનુ સર્વસ્વ છો માટે કહો કે મારે શું કરવું અને મારૂ કેમ કલ્યાણ છે ? (ફરીને નિસાસો નાખીને) અરે, આ મારી વા'લી કથાઓ પણ કાંઈ ઉત્તર આપતી નથી, અથવા દૈવ અવળો થાય ત્યારે કોઈપણ સબધી પોતાનુ સગપણ દેખાડી શકતું નથી, માટે એનો કાંઈ અપરાધ નથી. હશે, હુ મારા હૃદયનેજ પૂછુ.

## (રાગ સીતાજીના મહિનાનો.)

કો'ને હૃદય હવે ક્યાં જાઉં ? ઉપાય હુ શુ કરૂ ?
અત્યસાન મહાગુણવાન, એને શી રીતે વરૂ ?
મન દેતા નથી માત તાત કળે પડતી નથી;
મુનિવર નારદની તેમ, સમતિ મળતી નથી.

**માલતી-માધવી**—પ્રિય સખિ ! તારૂં શરીર આરોગ્ય છે ?

**સાવિત્રી**—( સામુ જોઈને મનમાં ) અરે, ભૂલ થઈ. પ્રિય સખી માલતી-માધવીએ પણ મારા મનના વિચાર જાણ્યા ! અથવા એ મારૂ હૃદયજ, એનાથી શુ છુપાવવાનું છે ? (પ્રકાશમા) પ્રિય બેન માલતી-માધવી ! વિજયલક્ષ્મીથી શોભતા એ રાજકુમારનુ કોઈપણ રીતે વર્ણવી ન શકાય એવું અને સર્વ સદ્ગુણરૂપી આભૂષણોથી શોભતુ શરીર તો કોઈનુ ન હોય તેવુ આરોગ્ય છે. નિરોગીપણામા, વિદ્વાનપણામાં, વીરપણામા અને ધીરપણામા એના જેવો બીજો કોઈજ નથી. એ તો આર્ય શત્રુશલ્ય અને વીરમિત્ર પણ માન્ય કરે છે પણ તે લોકો માત્ર પદભ્રષ્ટતાને લીધેજ તેની સાથે સ-

વરણ કરનારે સમતિ આપતા નહતા પણ પતિ પિતાએ તેના વિચારને માન નહોતા ગણ્યા એમના વિચાર તો નારદજીના કેટલા વાક્યોથી બદલાઈ ગયા

**બેય સખી**—બેન ! અમે તો તમારી પ્રકૃતિ વિષે પૂછીએ છીએ અને તમે તો બીજીજ વાત કરો છો

**સાવિત્રી**—(જરા શરમાઈ જઈને) પ્રિય સખીઓ ! ક્ષમા કરજો મારૂં મન હમણાં સ્થિર નથી તેથી તેમ થયું છે મારી પ્રકૃતિ તો સારીજ છે, પણ આ મોટી મનોવ્યથા છે, તેથી હું ઘેલી જેવી થઈ ગઈછું

**માલતી**—તમે સુજ્ઞ અને વિચારવાળાં છો એટલે તમને કાંઈ કહેવા જેવું નથી પણ જ્યારે આપણાં માતાપિતા જે વાતમાં આજ્ઞા ન કરે ત્યારે તે વાતમાં આપણે આગ્રહ ન કરવો જોઈએ

**માધવી**—મને માલતીનું કહેવું ઘણુંજ ઉચિત લાગે છે આપણે પ્રત્યેક સ્ત્રીધર્મ પુસ્તકમાં એમ વાંચ્યું જ છે, 'સ્ત્રીઓએ વિવાહની બાબતે માતાપિતાની આજ્ઞામાં રહેવું જોઈએ' એ પ્રમાણે તમારે માતાપિતાની આજ્ઞા માન્ય કરવી જોઈએ એઓ પણ આપણા હિતને માટેજ તેમ કરવાની ના પાડે છે આપણા વિષે જેટલી તેમને ચિંતા હોય તેટલી બીજાને નજ હોય તેમ છતાં આપનો એવો બધો આગ્રહ છે તેથી તે કદી તમારી ઇચ્છા લોપે તો નહિ પરંતુ જ્યારે નારદજી જેવા મહાત્મા પણ તેના આયુષ્ય વિષે સારો મત ન આપે ત્યારે તે માબાપનું માનતરનું મન કેમ તેમ કરવા સમતિ આપે ? તે વિચારો માટે ફરી દેશાટનનો આરંભ કરો અને 'બહુરત્ના વસુંધરા' છે માટે ઇશ્વરકૃપાથી તેવોજ બીજો વર પણ તમારા જોવામાં આવ્યા વગર રહેશે નહિ

**માલતી**—હું માધવીના બોલેબોલ માનવા યોગ્ય ગણું છું

**સાવિત્રી**—(ઘડીવાર મુંગા રહીને અને ઊંડો નિસાસો નાખીને) હું જન્મ ધરીને તમો બેની સાથેજ મોટી થએલી છું મારી પ્રકૃતિ વિષે તમે

એય કાંઈજ અજાણ્યા નથી તેમ છતાં માતાપિતાની આજ્ઞા માનવા વિષે તમે મને ભલામણ કરો છો, પણ શું હું એટલું પણ નથી જાણતી કે માતાપિતાપ્રત્યે પુત્રીનો શો ધર્મ છે ? હું આપણા પવિત્ર વિદ્યાગુરુની કૃપાથી સારી રીતે જાણું છું કે જેઓએ આપણું લાલન પાલન કર્યું છે, જેઓએ આપણા સુખને માટે દુઃખ સહન કર્યાં છે, અને જેઓએ પોતાના પ્રિયપ્રાણ કરતાં પણ આપણને અધિક પ્રિય ગણેલ છે, તે માતા અને પિતાની આજ્ઞા પોતાનો પ્રાણ જતાં સુધી પણ પાળવી જોઇએ. પણ જેમ એક કોરેથી સ્ત્રીઓનો માવતર તરફનો ધર્મ જોઇએ છીએ તેમજ બીજી કોરથી સ્ત્રીઓનો પોતાના પતિ તરફ કેવો ધર્મ છે ? તે વિચારવા જેવું છે. સ્ત્રીઓએ એક પતિ કરીને બીજો પતિ કરવો એવું કોઈ શાસ્ત્ર કહેશે ? કદિ નહિ.

**માધવી**—એ અવળી વાત કરો છો. તમે એને ક્યારે પતિ કરેલ છે? નથી સ્વયંવર માલા નાંખી કે નથી જીભથી વચન આપ્યું, ત્યારે તે પતિ કેવી રીતે કહેવાય ?

**સાવિત્રી**—હા, હું માન્ય કરૂં છું કે મેં તેમના ગળામાં સ્વયંવરમાળા નથી આરોપી, તેમ જીભથી પણ કાંઇજ કહ્યું નથી, પણ જે સમયથી મેં તેનું મુખકમલ જોયું છે તે સમયથીજ મારા મનથીજ મેં તેને મારા પતિ ગણેલ છે. હવે બેનો ! ગમે તો એક હજાર વર્ષનું આયુષ્ય હોય કે એક વર્ષનું હોય મારે તો એજ પતિ, એજ પ્રાણનાથ અને એજ સંસારનું સર્વસ્વ છે. બેનો ! એજ મોટું સંકટ છે કે માતાપિતા આજ્ઞા આપતા નથી ને મારૂં મન બીજા રાજકુમારને વરવા ચાહતું નથી. (એમ બોલતાં મુર્છાગત થઈ પડી જાય છે.) માલતી તથા માધવી-(મુર્છા ઉતારે છે એટલામાં)

**નેપથ્યમાં**— *(આર્યા)*

સાવિત્રી પ્રિયપુત્રી, વરસાવિત્રીવ્રતજ વ્રત કરને.
ગૌરીશંભુ કૃપાથી, દીર્ઘાયુષ તેજ વર વરને

**સાવિત્રી**—(સાનંદાશ્ચર્યથી એમએક જાગૃત થઈને) આ એ કોણે અમૃત જેવુ વચન સભળાવ્યુ? (ચાર કોર જોઈને) અરે અહીં તો કોઈ દેખાતુ નથી અરે ભૂલી, સ્વપ્નથીજ હું છેતરાણી (એમ કહી નિમાગ્ન મેને છે એટલામા બે આમગઓ પ્રવેશ કરે છે)

**પહેલી**—સખી ચદ્રિકા! પરમ દયાળુ ભગવાન નારદજીએ પુત્રી સાવિત્રીના અંત સમયના તાપ સમાવવાના સાધનરૂપ વટસાવિત્રીનુ વ્રત બતાવવાને આપણને આજ્ઞા કરી છે માટે આવો આપણે અંતરિક્ષમા રહીને ગાયન કરીએ

**બીજી**—એમ બકુલાવલિ! ઠીક છે, એમ કરીએ (ગાય છે)

**(રાગ કાલિંગડો તાલ દાદરો)**

અહો સુન્દર આલિ તુ નિરાશ શીદ થાય રે
થયા પરમેશ સહાયરે,—અહો ટેક
પતિનુ આયુષ વધવા સારુ, મુકુ રે સરસ ઉપાયરે, નિરાશ૦
વટસાવિત્રી વ્રત કર એની સુખ સહુ એથી પમાયરે નિરાશ૦

**સાવિત્રી**—(સાભળીને) સખીઓ! આ ગાયનનો અભિપ્રાય એવો જણાય છે કે 'વટસાવિત્રી'નુ વ્રત કરવાથી મારૂ હિત થશે પણ તે શી રીતે કરવુ તે વિષે તમે મારા પ્રિય પિતાજીની પ્રાર્થના કરો કે તે સારા વિદ્વાનોને બોલાવી, એ વ્રતનો સવિસ્તર વિધિ પૂછે, તે પછી તે કહે તેમ પૂજા કરૂ

**બેયસખી**—સારૂં, પ્રિયસખી! અમે આપના પ્રિયપિતાજી પાસે જઈએ છીએ (એમ કહી જાય છે)

**સાવિત્રી**—હુ પણ હવે શિવપૂજન કરવા જાઉ (જાય છે)

સાવિત્રીચરિત્ર નાટક

---

# મૂળજી આશારામ.

## ૧૬૨—સતીત્વ પ્રભાવ.

અનસૂયા--(અંદરથી ગાતી ગાતી પ્રવેશ કરે.

### ગાયન.

ત્રિભુવન પતિ તારનાર વ્હાર કરો મા .....રી
વ્હાર કરો મારી હરિ થાઓ સાત્વ કા.. ...રી--ત્રિભુવન.
દીન દયાળ ગરણે બાળ, કિંકરીની લ્યો સંભાળ,
પીડે છે પ્રાણીને પાપી દુષ્કાળ, પીવા મળે ન વારિ--ત્રિભુવન.
ભુલી ગઈ નમ દેહ ભાન, સ્વામિની સેવામાં લાગ્યું તાન,
ક્યાંથી કરાવું હવે જળ પાન, પતિને સેવના... . રી--ત્રિભુવન.

અહા! હું પાણીની શોધમાંને શોધમાં ક્યાં જાઉં છુ. શું હું સ્વમતો અનુભવતી નથી! ના ! ના ! હું મારા સ્વામિને માટે જળની શોધમાંજ ફરૂં છું, પરંતુ કોઈ પણ સ્થળે જળ દ્રષ્ટિગોચર થતુંજ નથી. (આમ પામ જોઈને) અરે! પણ આવા ભયંકર જંગલમાં પેલી પર્ણકુટી કોની હશે! એમાં કોણ રહેતું હશે! શું કોઈ અધર્મીઓ આવા જંગલમાં આવતા જતા વટેમાર્ગુને લુટવાના ઇરાદાથી અહીંઆ રહેતા હશે! કે કોઈ દુષ્ટ પિશાચ કે અસુરનું સ્થાન હશે! ગમે તે હો! પરંતુ ત્યાં વસ્તી તો દેખાય માટે ચાલ હું ત્યાં પૂછી તપાસ કરૂં. (જોઈને) પેલા વૃક્ષ નીચે કોઈ તપસ્વી હોય એમ જણાય છે! જરૂર આ પર્ણકુટી એમની હશે. (પાસે જઈ વંદન કરે છે.)

નર્મદા--અરે બાઈ! તું કોણ છે? અને આવા નિર્જન જંગલમાં એકલી તું ક્યાંથી આવી ચઢી! શું તું કોઈ ભુલી પડેલી અપ્સરા છે?

અનસૂયા--યોગિની! મને માફ કરો, મારૂં વૃત્તાંત કહેવાનો કે એક પણ શબ્દ સાંભળવાનો મને હાલ અવકાશ નથી; અને કૃપા કરીને આટલામાં કોઈ પણ સ્થળે જળ મળી શકશે?

**નર્મદા**--બાઈ! તું ઘણી ભોળી જણાય છે. આજ સો વર્ષ થયાં દુષ્કાળ હોવાથી સો સો ગાઊ ફરતી જગ્યામાં કોઈ પણ સ્થળે જળ દષ્ટિએ પડતું નથી; તો તને અહીંઆં તે જળ ક્યાંથી મળશે. માત્ર તપના બળથી વાયુનું ભક્ષણ કરીને હું રહું છું.

**અનસૂયા**—હા! હરિ હરિ! શું મને મારા સ્વામીને માટે જળ નહીંજ મળે! મારા પતિએ આજ સો વર્ષની અખંડ સમાધિમાંથી જાગ્રત થતાં માત્ર જળ માગ્યું, તે પણ લાવી આપવાને આ કિંકરી સમર્થ નથી. અત્યાર સુધી સ્વામીની સેવામાં દિવસ નિર્ગમન થતા હોવાથી તૃષા કે ક્ષુધાનું મને ભાન ન રહ્યું, પણ જ્યાં સર્વત્ર દુષ્કાળ દુષ્કાળ ફેલાઈ રહ્યો છે; ત્યાં જળ તે ક્યાંથી લાવું!! હે ગંગા, યમુના, ને સરસ્વતીઆદિ સરિતાઓ! શું તમે મારી આ પ્રાર્થના નહિ સ્વીકારો? મારા સ્વામીને માટે આટલું કમંડળ જળથી નહિ ભરી આપો? જો તમારામાં સત્યનો લેશ પણ અંશ હોય, અને મારી સ્વામીસેવાનું જે કંઇ પુન્ય ભેળું થએલું હોય તો તેના પ્રભાવે ગંગાજી પ્રગટ થશો; અને આ કમંડળ જળથી ભરી આપશો. (અવાજની સાથે જમીનમાંથી ગંગા પ્રગટે છે.)

**ગંગા**—મહાસતી અનસૂયા! હું ભગીરથી તારાપર ઘણી પ્રસન્ન થઈ છું, હવે તારા સ્વામીને માટે કમંડળ જળથી ભરી લે.

**અનસૂયા**—સતી ભગિરથી! મારાપર આપની આવી અનહદ કૃપાને માટે હું આપની અત્યંત આભારી છું. (જળ ભરે છે.) મારા સ્વામીને માટે આ કમંડળ ભરી જળ મને મળ્યું, પણ મારી એક બીજી વિનતિ સ્વીકારશો!

**ગંગા**—જે કહેવું હોય તે ખુશીથી કહે.

**અનસૂયા**—આપના અત્રે પધાર્યાના સમાચાર જો મારા સ્વામીના જાણવામાં આવશે, તો અવસ્ય તેમને આપના પવિત્ર જળમાં સ્નાન કરવાની ઇચ્છા થશે, માટે મારા સ્વામીની એ ઇચ્છા પરિપૂર્ણ થતાં સુધી આપ અહીંઆજ વિશ્રાંતી લેશો.

**ગંગા**—ધન્ય છે! ધન્ય છે! તારી પતિ સેવાને ધન્ય છે! સત્સંગ જેવી શ્રેષ્ઠ વસ્તુ ત્રિલોકમાં પણ નથી. મારાં એવાં ક્યાંથી અહો ભાગ્ય કે મને સત્સંગ સહજ પ્રાપ્ત થાય! પણ જો તારૂં માત્ર એકજ દિવસની પતિ સેવાનું ફળ મને અર્પણ કરે તો હું તેમ કરવા કબુલ છું.

**અનસૂયા**—(હાથમાં જળાંજળી લઇ.) તથાસ્તુઃ

**નર્મદા**—(નમન કરી) ભગવતી! મેં આપને ન ઓળખ્યાં, માગ અપરાધને માટે મને ક્ષમા કરજો.

**અનસૂયા**—યોગિની! તમે નિર્દોષ છો. મારા સ્વામીને માટે હું જળની શોધમાં શંકા મારતી હોવાથી મને શુદ્ધિ નહોતી, ઉલટો મેં કદાચ આપનો અનાદર કર્યો હશે તો ક્ષમાને પાત્ર તો પ્રથમ હુંજ થઇ ચુકી છું. આપ કોણ છો અને ભરજુવાનીમાં આમ કઠિન તપ શા માટે આરંભ્યું છે?

ગાયન.

**નર્મદા**—ભજું પ્રીત થકી આજ હું મોરારી,
ભોગવવાને સ્વર્ગ સુખ (૨) આશ મારી– ભજું.
નથી મારે કોઇ માત તાત ભાઇ,
મિથ્યા છે સર્વ જર તણી સગાઇ;
સાચી એક અવનીમાંહી (૨)
ભક્તિ તારી..............................ભજું.
રહી મોહી આ સંસાર સુખ જાણી,
જાણ્યું સુણી સત્પુરૂષ તણી વાણી.
એસું કરીને ઠામ આવી (૨)
શરણ તારી..............................ભજું.

મહાસતી! હું હજી કુમારીકા છું મારા નસીબમાં પતિનું સુખ નહીં સરજેલું હોય તેથી મારો જેની સાથે વિવાહ કરે તે લગ્ન થતા પહેલાંજ મરણ પામે છે. એક પછી એક એમ મડા મહેનતે મારાં ગરીબ ગાબાપે

મારે મારે સારાં સારાં ફક્ત પાંચ છ ઘર જોયાં પરંતુ તે સર્વે મહેનત વ્યર્થ ગઈ અને હું અવિવાહીતજ રહી. હું હવે આ અસાર સંસારથી કંટાળી અહીંઆં રહી ઈશ્વર ભજનમાં દિવસ નિર્ગમન કરૂં છું. મારે લાયક કોઈ સ્વામી મને મળવો મુશ્કેલ છે. તો આ ભવાબ્ધિમાંથી મુક્ત થઈ, આજ હેઠે સ્વર્ગનું સુખ અનુભવવા આ તપ આરંભ્યું છે.

**અનસૂયા**—બહુ સારૂં ! હવે હું રજા લઈશ. મારા સ્વામી મારી વાટ જોતા હશે, તમારી મનકામનાઓ સફળ થાઓ. (જાય છે.)

**આકાશવાણી**—અરે ભાગ્યશાળી નર્મદા ! ધન્ય છે ! ધન્ય છે ! ! મહાસતી અનસૂયાના આશીર્વાદથી આજ તારૂં તપ સફળ થયું છે, જે માગવું હોય તે ખુશીથી માગ અમે તારાપર પ્રસન્ન થયા છીએ.

**નર્મદા**—જો આકાશમાંથી આવતો ધ્વનિ સત્ય હોય, તો આજ દેહે સ્વર્ગનું સુખ ભોગવવાની મારી જે ઈચ્છા છે તે પરિપૂર્ણ થાઓ.

**આકાશવાણી**—તથાસ્તુઃ (અંતરિક્ષથી એક દિવ્ય વૈમાન આવે છે ને નર્મદાને લઈ આકાશમાં જાય છે.)

**નર્મદા**—વૈમાનમાં બેઠા પછી.

ગાયન.

ધન્ય ધન્ય દિન આજનો, ધન્ય ઘડી [illegible]<br>
ભગવતી ચરણ પ્રતાપથી, સફળ થયો અવતાર.

અનસૂયા



# ટીકા.

૧–રાજે=શોભે. નંદનો નંદ=નંદનો છોકરો (કૃષ્ણ). આનંદ થઇ=પરમાત્માનું સુખદાયક સ્વરૂપ. બળિભદ્ર=કૃષ્ણના ભાઇ–શેષના અવતાર. અમર=દેવ. આહિર=ગોવાળ. તે વેદવાણી=એ વેદના વચન જેવું સત્ય છે. નિગમ=વેદ. ઋચા=વેદના મંત્ર. વેણુ...ગાવે=શિર વાંસળી બની પાંચ મહોડેથી (વાંસળીના પાંચ છિદ્રથી) ગાય છે.

૨–વચ્છ=વાછરડું. દંત ધાવન કરો=દાતણ કરો. પરહરો=છોડી દો. તિમિર=અંધારૂં. પોહો ફાટ્યું=સવાર થઇ. કુરનો કરમજો=મીઠા ભાતનું નૈવેદ્ય.

૩–ન્યાળું=ધારીને જોઉં. પંથ=રસ્તો. મોડી=દૂર કરી. તળાંસે=ચાંપે. પાવન=પવિત્ર. પાવલા=પગ. ગ્રાહ=મગર. સુધન્વા=ચંપાવતીના રાજા હંસધ્વજનો પુત્ર–અમુક કારણસર એના પિતાએ એને તેલની કઢાઈમાં બાળી મુકવાનો હુકમ કર્યો હતો. પણ એ વિષ્ણુનો ભક્ત હોવાથી તેણે એની રક્ષા કરી હતી. વસમી=કઠણ.

૪–વળાવીઆ=મોકલ્યો. કાળ ખૂટ્યો=મોત પામે આવ્યું. શિશ=માથું. કોડામણો=ઇચ્છા પૂર્ણ કરનાર. દોરિયો=દોરો. (સોનાનો) ચોરિયો=ચોરીને. નાથિયો=નાકમાં દોરી ઘાલી. હાથિયો=હાથી. શગભરી=પુરી ભરીને.

૫–ઘટ=શરીર. સતા=સગુણી. અંતરયામી=મનની વાત જાણનાર(ઈશ્વર). બાવટ=દુઃખ. ભૂધર=પૃથ્વીને ધારણ કરનાર (વિષ્ણુ).

૬–ભામીની=સ્ત્રી. કૌભાંડ=બાણાસુરનો પ્રધાન–ચિત્રલેખાનો પિતા. બેબાકળી=ગભરાયલી. શકે=લાગે છે કે. ઓથાર=નિદ્રામાં છાતીપર હાથનો દાબ. કર્મે=કપાળે. કાંસુ=નકામો. પંખના=પાંખવાળા. વંઝા=વાંઝણી. ઉછંગ=ખોળો. મૃગજળ=ઝાંઝવાનું પાણી–ખોટો ભાસ. તરંગ=મોજું. ઇંદ્રિજાળ=જાદુ. લબ્ધ થવું=મળવું. દર્પણ=આરસી. દર્પણ...કને=આરસીમાં દેખાતું રૂપ પાસે આવી શકે નહિ. ગગનકુસુમ=આકાશનું ફુલ (અસંભવિત વસ્તુ). હારગુ=ધીરજ. ધારણા=દિલાસો. ભવન=ઘર. વિરહ=વિયોગ. અચેતના=બેભાન. ભુજ=હાથ. ઉમા=પાર્વતી.

વિધાત્રી=નસીબ લખનાર દેવી (ચિત્રલેહા એનો અવતાર હતી). પ્રીછી=જાણી. નિશા=રાત્રી. નિર્ગમી જાય=પસાર થાય. વધ=કહે. સદ્ય=તરત. આગપાછ= વગર વિચાર્યું. શીઘ્ર=એકદમ. પિંડ=દેહ.

૮—સુર=દેવ. પન્નગ=નાગ. વરુણ=જળનો દેવ, પાવક=અગ્નિદેવ. જક્ષરાય= જક્ષનો રાજા. (કુબેર) લઘુ=નાના. ઈશ=શિવ. અંબુધશ=ઈંદ્ર. ધીશ=ઉપરી. સેનાધીશ=કાર્તિકસ્વામી; શિવના પુત્ર. જુગ્મતુરૈયા=અશ્વિનીકુમાર. પ્રભાકર=સૂર્ય. સુધાકર=ચંદ્ર. ગિરીન્દ્રવર=શિવ. અષ્ટવસુ=આઠ વસુદેવો. ગાંધર્વ=સ્વર્ગના ગવૈયા. બારેમેહ=વરસાદના બાર દેવો. સપ્ત જળનિધિ=સાત સમુદ્ર. અષ્ટ ધાતુકર= આઠ પર્વત. જુગ્મ વિણાધર=નારદ અને તુમર. ચિત્રવિચિત્ર=જુદાજુદા રંગના. મારૂતગણ=દેવનો એક વર્ગ. વિદ્યાધર=દેવનો એક વર્ગ. સપ્તરૂષિ=સાત રૂષિઓ– ગૌતમ, ભારદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વશિષ્ટ, કશ્યપ અને અત્રિ. ચતુ- ર્ભુજ=ચાર હાથવાળા (વિષ્ણુ). પિતાંબરધારી=પીળું વસ્ત્ર ધારણ કરનાર– વિષ્ણુ. બીઆ=ભાઈ. પ્રદ્યુમ્ન=કૃષ્ણના પુત્ર. અનિરૂદ્ધ=પ્રદ્યુમ્નનો પુત્ર. વદન સુધાકર=ચંદ્રના જેવું મ્હોડું. અંબુજ=કમળ.

૯—શાતા=શાંતિ. હેવા=ટેવ. શક=ઈંદ્ર. ચક્ર=સુદર્શન ચક્ર, કૃષ્ણનું આયુધ. જોજન=ચાર માઈલ. ધારણ=હિંમત. તે શું=તેની સાથે. જામિની=રાત. તનં=છોકરો. દમતું=દુઃખ દેતું. ઉદકની અંજળી=પાણીનો ખોબો. અમરાપુરી= ઈંદ્રની રાજધાની. મીનાકારી કામ=સોનાની અંદર રંગીત ચિત્રકામ. ઓળ= હાર. વાટિકા=વાડી. કુંજ=માંડવો. માતંગ=હાથી. બંદીજન=ભાટ. નરખી= જોઈ. દુર્ગ=કોટ. કોસિસાં=કાંગરા. રત્નાગર=દરિયો. ઉધરે=મોક્ષ પામે. સ્થા- વર=સ્થિર વસ્તુ. જંગમ=લઈ જઈ શકાય એવી વસ્તુ. શકે=જાણે. વ્યોમ= આકાશ. ભોમ=પૃથ્વી. કામધામ=પ્રદ્યુમ્નનું ઘર. જોતકાર=પ્રકાશીત. કામકુમાર= અનિરુદ્ધ. બાવનાચંદન=ઉંચી જાતનું ચંદન. ધારણ=ઉંઘનો મંત્ર. ધારણ ભારણ ભારીકાયા=મંત્રના ભારે કરીને બધાંના શરીર ભારે થયાં. જોગમાયા= નિદ્રાદેવી. વ્યામમાન થઈ=ફેલાઈ. કિંકરી=દાસી. ખેચર=પક્ષી. આલ=ઇજા. આરત=દીદર.

૧૦-ઉગ્ર=ઘણા. શિક્ષા=શિખામણ. શ્વસુરપક્ષ=માસરીઆં. રતિ=પ્રદ્યુમ્ન (કામદેવ) ની સ્ત્રી. અરૂપરૂં=આધું પાછું. પાત્ર=વાસણ. લક્ષ=લાખો. ઉચ્છિષ્ટ= છાંડેલું. આદિ=વગેરે. ભગિની=બેન.

૧૧-ચાલનહાર થયં=ચાલ્યા. વામીઆં=મટયાં-દૂર થયાં. દાખજ્યે=બતાવજ્યે. ગુંજની=છાની. પાદ=પગ. ત્રણેપક્ષ=સાસરૂ, પીયર, મોમાળ.

૧૨-બાહુઆં=બાળક. પેટ=છોકરાં. દામણાં=ત્યામણાં. વત્સ=બાળક. ગુરૂકર=ગુરૂનો હાથ. વેળાવ્યાં=વિદાય કર્યા.

૧૩ પળે=જાય. અવાસ=મહેલ. પ્રભવી=જન્મ આપ્યો. પ્રભુતા=મોટાઇ. લૌકિક=દુનીઆનું. યથાર્થ=ખરૂ. વ્યથા=દુઃખ. અંતરીયાળ=ઓચિંતા. પ્રભુ= સ્વામી. સદન=ઘર. ઇન્દુમતી=ભાનુમતીની છોકરી. મામ=હિંમત. વિપ્ર=બ્રાહ્મણ. હવિષ્યાન્ન=હોમવા લાયક ધાન્ય. આમાન=મીધું-કાચું અનાજ. છતો=પ્રગટ. દેહદમન કરવું=શરીરને દુઃખ આપવું. ટોડલો=ખીંટી. મુક્તાફળ=મોતી. અરો-પરો=આમતેમ. ભ્રાન્ત=શક. જ્વાળા=અગ્નિ. આળ=તોહોમત. પૃથ્વી રૂમાતાળ જશે=પૃથ્વી ગરક થઈ જશે. જોઈ...વાંક=વાંક જોઈને મોડે બોલવું. સ્વામી દ્રોહી=શેઠનો-ધણીનો દ્રેષ કરનાર. કુંભીપાક=એક નર્ક. છેહ=દગો.

૧૪-તસ્કર...ઝાલે=જે હાથોહાથ વસ્તુ પકડે તોજ તમે ચોર કરીને બાધી શકો. પાખે=વિના. શું...પાણી=શું હાર લેતાં મારો હાથ ઝાલ્યો છે ? પરહરી=તજી. આંખ ભરવી=રડવું. ફાંસુ=નકામી. , વિમાસે=વિચારે. હાસ=મજાક. શ્વસુરપક્ષની=સાસરાની. અપવાદ=તહોમત. અભિલાખી=ભૂખ્યા. શોર=ગરબડ. યશ=કીર્તિ. આકળી કીધી=ગભરાવી. જુગદીશ=ઇશ્વર.

૧૫-દુઃખોદ્ગાર=દુઃખના વચન. કરતું=કર્મ. નરતું=નગણું. આહં=મગર. દુઃખની ધીર=દુઃખ સહન કરનાર. કેની અને કોણ તણી=કોની દીકરી અને કોની સ્ત્રી. દોહલે=દુઃખથી. રાતડી=રાતી. સાખી=સાક્ષી. તુઠયા=પ્રસન્ન થયા વિશ્વાધાર=ઇશ્વર. અંતરીક્ષ=ઉંચેથી. પાગે=પગે. સાધ=સાધ્વી; સતી.

૧૬-મનમુદા=મનમાં આનંદ રાખીને. પદબંધ=કવિતામાં. અપૂજ્ય=જેની કોઇ પૂજા કરતું નહિ. તવ=ત્યારે. તતખેવ=તરતજ. કર્પૂરગૌર=કપૂરના જેવું

કચ્છરૂપ=કાચબાનો અવતાર. હિરણ્યાક્ષ=કશ્યપનો દિતિથી થએલો પુત્ર; હિરણ્યકશિપુનો ભાઈ; એને વિષ્ણુએ વરાહ અવતાર લઈ માર્યો હતો. અજામેલ=દ્વાપર યુગમાં થએલો કનોજનો એક બ્રાહ્મણ. પદ્મી=મોક્ષ. પ્રહ્લાદ=દિતિના પુત્ર હિરણ્યકશિપુનો પુત્ર; એ મોટો વિષ્ણુ ભક્ત હતો. ધ્રુવ=પહેલા મનુના પૌત્ર ઉત્તાનપાદનો પુત્ર; એની માનુ નામ સુરતી; અપરમાના મહેણાથી રીસાઈ નારદના કહેવાથી અરણ્યમાં જઈ એણે મોટું તપ કર્યું હતું; જેથી વિષ્ણુ એનાપર પ્રસન્ન થયા હતા. પુશ્ચલી=વેશ્યા. ઉચ્છિષ્ટ=ખાધેલું. બદ્રી=બોર. શબરી=રામની ભક્ત; એણે ચાખી ચાખીને રામને માટે બોર રાખેલાં, રામે તે બોટેલાં છતાં ખાધાં. લંકાધીશ=લંકાનો રાજા. ગ્રાહ=મગર. બટુક=ઠીંગણો. પાર્થ=અર્જુન. હરિશ્ચંદ્ર=સૂર્યવંશનો એક સત્યવાદી રાજા. સુધન્વા=ચંપાવતીના રાજા હંસધ્વજનો પુત્ર; એ મોટો વિષ્ણુ ભક્ત હતો. ખગ=પક્ષી. વિદુર=ધૃતરાષ્ટ્રનો નાનો ભાઈ; એ બુદ્ધિમાન, નીતિમાન, અને ચતુર હતા. સુદામા=વિદર્ભ નગરનો રહેવાસી એક બ્રાહ્મણ; કૃષ્ણનો સહાધ્યાયી મિત્ર. મઘવા=ઇંદ્ર. લીલા=સહેલાઈ. દાવાનળ=વગડાનો અગ્નિ; બાળપણમાં કૃષ્ણે એનું પાન કર્યું હતું. અર્ચા=પુજા. ચર્ચા=નિંદા. દક્ષ=ચતુર. કલ્પવૃક્ષ=મનવાંચ્છિત ફળ આપનારૂં એક સ્વર્ગનું ઝાડ; ચૌદ રત્નમાનું એક. કળા=તેજ. જમ થઈ લાગ્યા છે=દુઃખ દે છે. પિગાણી=ધુપેલની વાડકી. વરી=પસાર થઈ. રંગ=મોજમઝા. શર્વરી=રાત્રી. પય=દુધ. નાપિક=હજામ. વપન=હજામત. મહિષી=ભેંસ. ધોળાપર કાળું ન જાણતાં=લખતાં વાંચતાં ન આવડતું. હાંકી=ખોંખારો કર્યો. પલવટ=કમ્મર બાંધી. પામરી=રેશમી પીછોડી. બુસટીઓ=બુસટ ( કંકુવાળે હાથે તમાચો મારવો તે ) મારનાર. બિરોદત=ભાતવાળું રેશમી કપડું. રામા=સ્ત્રી. ભામા=કાંકા. કભાય=કીનખાબનો જામો. મગીઆ, અસાવળી, દોરીઆ, નીમા, પછેડી, કલગેર, નાટ, દરીઆઈ—આ બધાં જાત જાતનાં વસ્ત્રોનાં નામ છે. દુગદુગી—સ્ત્રીને પહેરવાનું ઘરેણું. અકોટી=કાનનું ઘરેણું. ટોટી કાનનું ઘરેણું. ગળુબંધ=જડાવ ગલેપટો. ભમરી, ચેથો ને વસેટીઆ=એ ઘરેણાના નામ છે. શીશફુલ=માથાનું ફુલ.

ઓળે=પગે લગાડે વાચા=વચન માનગપાણુ=વિષ્ણુ ઓગી=જોડી યથા બુદ્ધિ=બુદ્ધિ પ્રમાણે

૧૭-ઝાડના=ઝાડ માગર=ગીલાડી શ્વાન=કુતરો નિર્મુખ=ભૂખ્યા ગવાનીક=ગૌ ગ્રામ વાઘલા=વધવા હુતાશ=અગ્નિ અધ્યાત્મ=મનની માયા વરગુ=માયાનો પડદો ભૂધર=કૃષ્ણ મનવાંછિત=મનનુ ઇચ્છેલુ દ્રુમ=ઝાડ

૧૮-દેવકી=દેવકની પુત્રી કૃષ્ણની મા માનમાગતુ=કાલાવાલા કરતા. ઉગ્રસેન=દેવકીના કાકા સેમ ભરની=વર પક્ષના કન્યાના હાથમા નાળીએર, પાન, સોપારી, રૂપીઆ વગેરે મુકતા તે વેણી ..ભરી=સેમ ભરતી વખતે કાકીએ વેણી ગુંથી હતી તે નીખગાઈ ગઈ માનનીઓ=હોશ પાનનીએ=પગે ગજગામની (ગજગામિની)=હાથીના જેવી ચાલવાળી

૨૦-રીઢી મજબુત થયલી=નીવડેલી ઉછંકળ (ઉચ્છૃંખલ, ઉત=નથી, શ્રૃંખલા=બંધન, વિચારરૂપી બંધન જેને નથી હોતુ તે)=ઉદ્ધત નેતર-વલોવવાની રવૈને બાંધેલુ દોરડુ સુનંધુ=નંદની સ્રીઓ અંબા=મા (જસોદા) કૌતક=નીલા રીસે તગડીયુ-ગુસ્સાથી કપાળે કરચલી વાળુ ખીટણીઆગા=વાંકડીઆ, રેણું=ધૂળ ગોગમ=દુર્ગી તક=ત્રાસ ક્રમણે-ક્રમણથી ભૌમ્ય=ભૂમી ક્રમણે . ધરેરે=ક્રમણ કરતા પણ કોમળ પગ કદરણ જમીન ઉપર મૂકે છે મયા=દયા આવારકે=આગલી વખત

૨૧-સુભદ્રા-દેવકીની પુત્રી, કૃષ્ણની બહેન, અર્જુનની સ્ત્રી સાસર વાસો=છોકરીને સાસરે વળાવતી વખતે માબાપ તરફથી લુગડા, ઘરેણા વગેરે આપવામા આવે છે તે આભણુ (આભરણ)=ઘરેણા

૨૨-ગુંજના કીધા=ઉઘાડ્યા સૃત્યુક=શત્રુ અહિનોચન=શોણિતપુરના મયદાનવનો પુત્ર મયને કૃષ્ણે માર્યો હતો તેનુ વેર લેવાને અહિલોચન મહાદેવ પાસેથી વજ્રપેટી લાવ્યો ને તેમા કૃષ્ણને ગોંધી મારી નાખવાના વિચારથી તે માથે મુકી કૃષ્ણને શોધવા નીકળ્યો, પણ ઉલટો કૃષ્ણે કપટ કરી તેને પેટીમા સુવાડી તે બંધ કરી દીધી આખરે અહિનોચન અગ્નાઇને મરણ પામ્યો તેણે પછી સુભદ્રાને પેટે જન્મ લીધો તે અભિમન્યુ હમ=

છત્ર હરિભગિની=કૃષ્ણની બ્હેન, સુભદ્રા મન્કલડે તાયુ=મો મવમ્યુ દેશી=મજાક ટગકલી=ટપમાળી

૨૩–પ્રોઢી (પ્રૌઢી)=મોટી ઘરમ્રન=નરસ સાર અર્ધાંગ પુણ્ય વિભાગ=અર્ધાંગના (સ્ત્રી) નો પુણ્યમા ભાગ છે વામે=નાશ પામે છિદ્ર=કલક ગૃહિણી=સ્ત્રી વાયક=વાક્ય, વચન ગુંજે=વૃદ્ધિ પામે તોલ પકડે=વજન પોવાય રામા=સ્ત્રી ગેહ=ઘર સદન=સ્થાન, ઘર ભડ=શુરવીર નેટ=નક્કી જમો=જેવો તસ્કર=ચોર તસો=તેવો હીનસુખ=સુખ વિનાનો કશી=નકામી મગ=સમગ્રી નેહ=સ્નેહ સફળ ફળે=કૃતાર્થ થાય ફરે=મતિ બાહે=સાથે તરણ=ધાસ ગઈ કરવુ=વશ કરવુ મેની=સ્ત્રી દામણો=દયામણો અયુત=દશ હજાર દેયણ=આપનાર કર=કરનારી ખાત=ઉમેદ સારખી સરખી સહિયે=સહે

૨૪–સપન=સ્વપ્ન માનની=સ્ત્રીઓ ટોડે=બારણે

૨૫–નદના નંદન=નદના છોકરા કટિ=કેડ લીવરટ=કપાળ ખિરલી આળો=વાંકડીઆ નવનીતપ્રિય=માખણ જેને વહાલું છે એના કામ દઈને કઇ લપટાવે=મોમી કરી કોટી કરે ભામણા=ઓવારણા નેતિ (ન+ઇતિ=છેડો) =અનત નિગમ=વેદ

૨૬-વારણે જાય-ઓવારણા લે વા=ઓવારી નાખુ પકજ=કમળ લોચન=આખ, પકજ લોચન-કમળ જેવી આખ કપોળ=કપાળ નાસિકા નાક દિપક=દીવો અનુર=હોઠ અરુણ=રાતા મેઘશ્યામકાંતિ=મેઘના જેવી શ્યામ કાંતિવાળી ભ્રકુટી=ભમર, ભાલ ભાળ=કપાળ દતુડી=નાના દાત મદન=કામદેવ. સાગલુ=નાના ડોકરાને ડોકમા પહેરવાનુ ઘરેણુ આભણુ (આભરણ)=ઘરેણા. ગ્રહી=ઝાલીને કીલકીવાકાર=કીકીઆરી કરીને મરકત=લીલમ કારડ=એક જાતનુ પક્ષી મમાણી-મરખી સખા=મિત્ર ધાઈ=દોડી શેષ=શેષનાગ. નેતિ=અત વિનાનો. નિગમ=વેદ દુલરાવી=મલાવીને સુભાગી=ભાગ્યશાળી પરીક્ષા કરે=જાણે જુગલકિશોર=કૃષ્ણ બળરામ

૨૭–પ્રેમઅશ=પ્રેમવાળો જરે=પચે. પાખે=વિના મક્કરખોર=સાકરમા રહેનાર કીડો ખગ=ગધેડ. ક્ષાર=ખાર વગાવશી=વર્ણસકર મત્સ્યભોગી=

૩૨-નંદનંદન=નંદને આનંદ આપનાર, કૃષ્ણ. વંદન=વંદવા યોગ્ય રજ=ધૂળથી. કુબ્જા=કંસની દાસી. એ કદરૂપી હતી. કૃષ્ણને ચંદન ચડાવનાથી એણે એને સ્વરૂપવાન કરી મુક્તિ આપી હતી ચાર યુગ=સત્ય, ત્રેતા, દ્વાપર, અને કળી ચાર યુગ પરિબ્રહ્મ=ચારે યુગના ઈશ્વર. રાજત=વિરાજે છે. મધુપુરી=મથુરા. વંશીવટ=જે વડના ઝાડ નીચે કૃષ્ણે વાંસળી વગાડી હતી તે. તટ=કીનારે નિકટ=પાસે. ધુની=અવાજ. ત્રિલોક=ત્રણે દુનિઆ; સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ. અષ્ટ સિદ્ધિ નવનિધિ- સર્વ પ્રકારની સંપત્તિ અહિ=નાગ ઘનશ્યામ= વાદળાના જેવું શ્યામ શરીરવાળા કૃષ્ણ લટપટ=ભપકાબંધ. પેચ=પાઘડીના આટા. રસપટ=રસિક ગોપ=ગોવાળ. કુંજ=ઝાડી. દનુજ=દૈત્યો ધારણ= ધરનાર. કૃષ્ણાષ્ટક=કૃષ્ણ સંબંધી આઠ શ્લોકનો સમહ નિશદિન રાતદહાડો.

૩૩-વનચર=જંગલમા વમનાર, વાનર, હનુમાન મુદ્રિકા=વીંટી. કળ= ચેન ઝાળ=મંતાપ કુશળ=આરોગ્ય. કપૂર=મીતા. કાગ=કાગડો; રાવણ. નમેરા= નિર્દય મુનિવ્રત= ન બોલવાનો નિયમ. શ્રીપાત=સંન્યાસી, ઉપવીત=જનોઈ.

૩૪-પાગ=પાળ. અંતરયામી=મનની વાત જાણનાર. ગરદ=ધૂળ. માન મણિધરનું લીધું=સાપને છંછેડ્યો આભ=આકાશ શું=સાથે દુરમતિએ ..જાણું= આ વચન રામ લક્ષ્મણના છે વેર હાથે શું વાસ્યુ=જાણી જોઈને વેર બાંધ્યુ.

૩૫ મઢિ=ઝુપડી. રાજે=ગાજ. લતાઓ=વેલીઓ રૂખ=વૃક્ષ. ત્રબાળું= મોટી નોબત.

૩૬-ઘુત=જુગાર. ગર્થ=પૈસો બહુનામી=ઘણા નામવાળા. હંકારી=ખોંખારી

૩૮-વધુ=વહુ. મર્મ=ભેદ. વણસાડો=બગાડો વિરામ=આરામ એન= સારી. રોષ=ગુસ્સો. ભવના પામો=દુનીઆના બંધનો

૪૧-સીતાસુખચંદ્ર=સીતાનું ચંદ્રરૂપી મોં. મંગળ=શુભ આશીર્વાદ ક્ષમા જામ=શાંતિનો પ્યાલો. દંપત (દંપતિ)=જોડુ. નિધાન=ઠેકાણું. નૂર= તેજ. રંગ=ખૂબી

૪૩-ગમના=માન. મના=વહેમ. પ્રબોધે=શીખામણ આપે સાફ= ચોખ્ખી કથ્યા=કહ્યાં. કથન=વાત.

૪૪-ખગોળ આકાશ સંબંધી જ્ઞાન. તવારીખ=ઈતિહાસ. પ્રયોગ=અખતરા. અલબેલી=સુંદર. અકોટી=સ્ત્રીને કાને પહેરવાનુ ઘરેણું. નયની=આંખવાળી.

૪૬-પ્રભાવથી=મહિમાથી. વાચ=વચન. અહમેવના=મોટાઇ.

૪૭-દુભ્યાં દરીએ જહાજ=નાખુશ થાય. બાંહ્ય ગ્રહ્યાની લાજ=મારી ફીકર તમનેજ છે અવની=ધરતી. અવર=બીજે.

૪૮-ઉષ્ણકાળ=ઉનાળો. તરૂતળે=ઝાડ નીચે. ઝંખે=મળવાની આતુરતા રાખે. અવધે=મુદત પુરી થતાં.

૪૯-રઘુકુળભાણુ=રઘુવંશના સૂર્ય; રામચંદ્રજી. વેરાન=ઉજ્જડ. નિદાન=મૃગ. ઉચ્ચાટ=ચિંતા.

૫૦-મછઆરો=એકલાપણું. નિવાસ=ઠેકાણું. નવીન=નવા. અખૂટ=નહી ખૂટે તેટલું.

૫૨-નિર્ધાર=ખચીત. ઘરૂણી=સ્ત્રી. આદ્યશક્તિ=અંબા; દેવી. આદે=અગાઉ. આદિ=વગેરે. હેવાન=મૂર્ખ.

૫૩-ભામણાં=ફાંફાં. અજપજપ=મનમાં જપ કરવો તે. દીક્ષા લો=શિષ્ય બનો. રતિપતિ=કામદેવ. વર=વરદાન. ભેદ=ભંગાણ. સ્યામશરીર=કૃષ્ણ. વૃક્ષ=ઝાડ. વિષ=ઝેર. વંદન=પ્રણામ.

૫૪-સૂક્ષ્મ=બારીક. સાવ=બધું. પ્રયોજન=કારણ. પ્રૌઢતા=ગંભીરતા. આદર=માન. અજ્ઞ=મૂર્ખ. મર્મસ્થાન=કાળજું. રતિમાત્ર=જરાપણ. અલ્પ=થોડો વિહાર=આનંદ. બર્ડી=ધાંટા પાડીને. વર્ણ=ચાર છે; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શુદ્ર. આશ્રમ=ચાર છે; બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત. અનુજ્ઞા=આજ્ઞા. સમગ્ર=સઘળું. ટાણું=પ્રસંગ. કટાણું=ખોટો વખત. અંગના=શરીરના. અંગના=સ્ત્રી.

૫૫-ત્રિગુણાત્મક=ત્રણ ગુણવાળા; સત્વ, રજ, તમ. ભૂધર=ઇશ્વર. શંકા=વહેમ.

૫૬-અપટ=બેસમજ લવરી=નકામી વાત. ચપળા=વિજળી વિમળ=સ્વચ્છ. રમા=સ્ત્રી. અપ્સરા=સ્વર્ગની નૃત્ય કરનારી સ્ત્રી પાક=રસોઈ મદન=

ઘર. મુખું=મોઢું. ઢિણુતી=વાંક કાઢતી. દારણુ=ભયંકર. ઘોર=કબર. દુસ્તર=વધારે નાઠારૂં.

૫૭-રાજે છે=શોભે છે. મારા. કારમી=તું મને ઘણો વહાલો છે. લોચન=આંખ. ઉચરજે=બોલજે. શ્રેષ્ઠ=સૌથી સારો. અતોળ=સરખામણી ન થાય તેવો. પંક્તિ=જાત સત્વર=ઝડપથી. ચૂર્ણ=ભૂકો. નેષ્ટ=નઠારો. વસિષ્ઠ=એક રૂષિ; એમના સો પુત્રોને વિશ્વામિત્રે મારી નાંખ્યા હતા છતાં પણ એ ગુસ્સે થયા નહોતા. પરદુઃખભંજન=પારકાનું દુઃખ મટાડનાર. નિશ્ચળતા=અડગપણું. ધ્રુવ=ઉત્તાનપાદ રાજાના પુત્ર; એણે ભારે તપ કરીને વિષ્ણુને પ્રસન્ન કર્યા હતા

૫૮-નિર્ગંગીએ=ગુજરીએ સલુણું=રસીલું. મનુજસમૂહે=માણસના જથામાં. કુટિલતા=લુચ્ચાઈ

૫૯ તરૂવૃંદ-ઝાડના ઝુંડ. અનિલ=પવન. રવ=અવાજ. અમીરસ=અમૃત.

૬૦-ક્ષણિક-થોડીવારની. ઉદર=પેટ. સતત=હમેંશા. સુષુપ્તિ=ઉંઘ. ઘરસૂત્રવતી=ગૃહિણી વઢાય=પટાવે. તૈલઅભ્યંગથી=તેલ ચોળીને બેશ=સુંદર. સ્ફુટ=ચોખ્ખું. સકળ=બધા. રવિ=સૂર્ય. શશી=ચંદ્ર. ગિરિ=પર્વત. નદ=નદી. અસ્તિત્વ=હોવાપણું.

૬૧-અધીનતા=તાબેદારી. શશીથી=ચંદ્રના જેવી.
સુવદના=સારા મોંવાળી. પાદઅંગુષ્ઠ=પગનો અંગુઠો; કીરણ. સુખદ=સુખ આપનાર; પતિ; સૂર્ય. અનવદ્ય=અનુપમ. હ્રદ=આનંદદાયક. વલ્લી=વેલી. અફલા=ફળ વિનાની. નમાલી=માલ વગરની. પદ્મિની=કમળનું ફુલ. નાદાર=રાંકડી. રાગ=સ્નેહ. ભવ્ય=મોટા. ગૃહસ્થ=ઘરમાં રહેનાર. ગેહ=ઘર. તડિત=વિજળી.

૬૨-ઉપહાસ=મશ્કરી. વપુ=શરીર. રવિવંશજ=સૂર્યવંશમાં જન્મેલા; રામ. સાહ્ય વિહીન=મદદ વગર. અબ્ધી=સમુદ્ર. નહિ...થતા=તે વખતે તમે કે દશાનન (રાવણ) તેને સહાય કરવા ગયા ન હતા. ઘટ=ઘડો. વિચક્ષણ=ચતુર. મઘવા=ઈંદ્રિ. હરવી=હરાવીને. એક=એકજ; અદ્ભુત. શકર=સુંઢ. વિધિ=બ્રહ્મા ગ્રહેશ=ઘરના કારભારી. અવની=પૃથ્વી. સ્નિગ્ધ=માયાળુ. ?

રાક્રમ...મયા=પોતાના પરાક્રમથી બાપની કૃપા મેળવનારૂ. પ્રભુતા=મોટાઈ. પંકજ=કમળ. ભરચ્ચક=ભરપુર. વર્ષા=વરસાદ. પણ...થવા=પણ સંપૂર્ણ કીર્તિ નેખી થવા. સ્થાયી=કાયમનું. ક્ષણભંગુર=થોડીવારમાં નાશ પામે એવું. રતિ=પ્રેમ. કુળજા=કુટુંબની સ્ત્રીઓ. નકરી=તેરી સ્થિતિમાં. વિરતિ=અટકાવ. કુણ્ઠિત=બંધ થએલી. તુષ્ટિ=સંતોષ. વક્રર=આખર. અજેય=નહિ છતી શકાય એવું. અણુ=જરાપણ. ગજકુંભ...ડરે=જે સિંહ હાથીના ગંડસ્થળ સિવાય બીજા કોઈ ભાગપર હુમલો કરતો નથી; મેઘ ગર્જના જરાપણ સહન કરતો નથી; અને મદદ વગર મોટા પ્રાણીને હરાવે છે, તે સિંહ શિયાળથી કેમ બીશે. નક્ર=મગર.

૬૩–સુભ્રુ=સારા ભવાંવાળી; સુંદરી. ભૂત=પ્રાણી. જમાત=જમાઈ. નિઃસંગ=એકલવાયાં. ઉછરંગ=આનંદ. ભવન=ઘર. પ્રભુત્વ=મોટાઇ. સમવય=સરખી ઉંમરના. વરવા=બેડોળ વાઘાંબરી=વાઘના ચામડાના વસ્ત્રવાળા ત્રિપુરાર=શંકર. હાસ્ય=મશ્કરી. સર્વથા=કોઈપણ પ્રકારે. નિવેદજે=કહેજે. વૃત્ત=વિગત. વાચક=વચન સત્વે...હોમવાનો=તમારા દ્વેષીના શરીરથી ગનેલો મારો દુર્ભાગ્ય અને દોષવાળો દેહ તમારા ખોળાને યોગ્ય રહ્યો નથી તેથી આ પળે હું તેને અગ્નિમાં હોમીશ. પ્રાક્તન=આગળના. હુતાશન=અગ્નિ. પાતક=પાપ.

૬૫–તલસે=તલપે. પત્રરચના રચતા=પત્રના જુદા જુદા આકારમાં ગોઠવતા. પળશી=સેવા.

૬૬–તર્પણ=સંતોષ. મરણ પછી=(સ્નેહીનું) મરણ થયાં છતાં પણ. ચિર=લાંબા વખતનું. પ્રણયમયતા=સ્નેહમયપણું. વિમળતા=પવિત્રતા. મૃદુ=કોમળ. અશ્રુ=આંસુ. હૃદયશુચિતા=અંતઃકરણની પવિત્રતા. પથિક=મુસાફર. ચક્ષુવાળાં=જ્ઞાનરૂપી આંખવાળા. શ્રમિત=થાકેલાં. અલ્પખંડો=થોડાથોડા ભાગો. સુઘટ સરણી=સારી રીતે રચેલી ઘટના. સુપ્રભ=પ્રકાશવાળી. જીગર=હૃદય. ઉદધિ=સમુદ્ર (સ્નેહરૂપી). ઔદાર્ય=ઉદારતા. અબુધ=ઓછા જ્ઞાનવાળી (તારી ભાભી).

૬૭–અમીસાં=અમૃત જેવાં. ભીડભંજન=દુઃખ ટાળનાર. ઉરજ્યોતિ=હૃદયનો પ્રકાશ. વિહાર=આનંદ. વિશ્વવિરાજીત=જગતમાં શોભતી. અમૃત

સ્મિત-અમૃતના જેવા હાસ્ય પ્રયાણ-મુસાફરી પ્રભાકર=તેજ આપનાર અણિશુદ્ધ=સીધે ગતે પ્રચંડ=મોટા અનિલ=પવન મધુ=મીઠા વિલસે છે-શોભે છે શતધાર=સેંકડો ધારાથી

૬૮-અમોલ=અમૂલ્ય ઉપવન બાગ મન્મથિતા સરોવર અને નદી રત્નાકર સમુદ્ર

૬૯-ભુવન=ઘર માનવકીર=માણસ મનુષ્ય શૂન્ય=ખાલી આશ્વાસન-વિસામો મર્મ=ભેદ અધિષ્ઠાત્રી-મુખ્ય દેવી પથે-રસ્તે દાર=બાયડી

૭૦-સુશોહન=શોભાવનાર મોહન=પતિ મોહન-મોહ પમાડનાર નેહ વામા=સ્ત્રી લપટ-લહેર બેશ સારા વસુધ=પૃથ્વી

૭૩=યોમ=આકાશ વન્હાસ=મધુર હાસ્ય. શશીરાજ=ચંદ્રમા અનિલકુમાર=પવનરૂપી પુત્ર પલ્લવ=ઝાડ પાંદડાં વિલસે=આનંદ પામે

૭૪-પડછંદા=પડઘા હેરે=છાનામાના જુએ મયંક=ચંદ્રમા

૭૫-સદન=ઘર પામરપાપ=અજ્ઞાનીના અપરાધ દિનચર્યા=દિવસના કામકાજ ઉન્નત=ઉંચા. શૃંગ=શિખર પ્રભાવ=પ્રતાપ શુભ્રા=ઉજળા

૭૬-ઉન્નત ઝરનજલ=ઉંચા ઝરણાંની પાણી સલિલ અવગાહન-પાણીમાં નાહાવું તે મનુકુલ તાપ=માણસ જાતના વ્યાધિઓ સૌમ્ય શાંત સ્મિત=એક સ્મિતી પથ્થર વિશદ=નિર્મળ લલિત=સુંદર સ્વાનામ-મલિન દંભ પ્રાણપ્રબોધ=પ્રાણને જાગૃત કરનાર ઉપદેશ

૭૭-રહેણ=પ્રવાહ ભૂતદયા=પ્રાણી માત્ર તરફ દયા

૭૮-દંદ=રોગ જનકજન=જનમજાત

૭૯-સચરાચર=સ્થાવર જંગમ સર્વે વસ્તુ

૮૦-સુમનસુંદર-ફુલના જેવી સુંદર મોહન=શોભાવનાર

૮૧-અભિનવ-અવનવા જોગવે=રક્ષણ કરે યોગક્ષેમ=ધન ન સુખ વહાલસોયા-હેતવાળા રાસરમણ=રમકિંગ

૮૩-નંદનવન=ઇંદ્રનો બાગ નલિની=કમળો મુગ્ધ-ભરી ભ્માવાળી વિલસે=આનંદ કરે

૮૪–આમિષ=સર્વાં. કુરંગ=હરણ. સાન્ત્વન કરવું=શાંત કરવું. અશ્રુ=આંસુ. ભીરૂ=બીકણ. તર્ક=વિચાર. મનોજ્ઞ=સુંદર. ભીતિ=બીક. વિશ્વાબ્ધિ=જગતરૂપી સમુદ્ર. મગ્ન=ડૂબેલું. પીયૂષ=અમૃત. પ્રણય=સ્નેહ. અભિષ્ટ=ઇચ્છેલું. સહચરી=સખી. શર=બાણ.

૮૫–હાલાહલપૂર્ણ=ઝેરથી ભરેલું. પાત્ર=વાસણ. વિમુક્ત=છૂટું. અપૂર્વ=અસાધારણ. કરસ્પર્શ=હાથનું અડકવું. અગમ્ય=સમજી ન શકાય એવું. વ્યાપારાંતરરુદ્ધ=બીજી બાબતમાં રોકાએલું. અવર્ણ્ય=વર્ણન ન કરી શકાય એવું. ભાનુ=સૂર્ય. દ્યુતિ=તેજ. તમિસ્ર=અંધકાર. આત્મોન્નતી=આત્માની ચઢતી. સંસર્ગ=સંગ. શોણીત=લોહી. દુષિત=દોષવાળો. શીરા=નસો. સુધા=અમૃત. પ્રયત્નું...તે=એ સંસારના ઝેરને અમૃત સમજવાને ઘણુંએ ઇચ્છુછું, પણ તેની અસર અમૃત જેવી થતી નથી. વિભેદ=ભિન્નભાવ. ભ્રાંત=ભમેલું. ત્રીશંકુ=અયોધ્યાનો સૂર્યવંશી રાજા હરિશ્ચંદ્રના પિતા. વિશ્વામિત્રે પોતાના તપોબળથી એને સ્વર્ગ મોકલ્યો હતો, પણ ઇંદ્રાદિ દેવતાઓએ એને નીચે હોળા પાડયો હતો. એ વેળા વિશ્વામિત્રે પોતાની શક્તિથી તેને નીચે આવતા અધવચ અટકાવ્યો. એથી રાજા આકાશને પૃથ્વી વચ્ચે લટકતો રહ્યો, ને પછી નક્ષત્રમાં એની ગણના થઈ. મુગ્ધ માણસ=મૂર્ખ માણસ. પદ્ય=કવિતા. કવન=કવિતામાં વર્ણન. વિધ્વંસ=નાશ. તદ્રુપ=તેના જેવું. અભેદરસિક=અભેદને ચાહનારી. ઇતરથા=નહિતો. પંચત્વને પામશું=મરી જઇશું.

૮૬–વ્યતિક્રમ=ફેરફાર. ભાગ્યભૂ=નસીબરૂપી પૃથ્વી. આશાબ્ધિશોષ=આશારૂપી સમુદ્રનું સુકાઈ જવું. દુરિતોદય=પાપનો ઉદય. પરીક્ષણ=કસોટી. વિધિ=વિધાતા. ઉક્તિ=વચન. અંગિકૃતા...વ્યક્તિ=આ પાસે ઉભેલી સ્ત્રી મેં સ્વીકારી નથી. અંતઃપ્રવિષ્ટ=અંદર પેઠેલો. નિર્દોષ=દોષ વિનાનો. નિત્ય વસ્તુ વિનિવારક=હંમેશ રહે એવી વસ્તુને દૂર કરનાર. વિબુધો=દેવો. ધૂર્ત=ધૂતારા. વંચન=ઠગાઈ. વિપ્રવૃંદ=બ્રાહ્મણોનું ટોળું. મદહૃદય=મારૂં અંતઃકરણ. મતસપત્નીગણ=મારી શોકો. વ્યતિરેક=અભાવ. દયિત=સ્નેહી (પતિ). શુષ્ક=સુકું. અસત્યાનૃતા=સાચી જુઠી. પ્રતીતિ=ખાત્રી. જગતીતળ=પૃથ્વીની સપાટી. સ્નેહ-

સિદ્ધિ=સ્નેહની ખાત્રી. શપથાદિક=પ્રતિજ્ઞા વગેરે. ક્ષુદ્રસંસૃતિ=તુચ્છ સંસાર. જવનિકા=પડદો.

૮૮–પ્યાસી=તરસી. નિર્વીર=શુરવીર વગરની. અસ્તાંગત=આથમી ગએલું. ત્કીઆળા=સુંદર, કાંતીવાન. સુદક્ષ=સારા ચતુર. બિરદ=પણ. દારા=સ્ત્રી.

૯૨–તેજોમય=તેજથી ભરેલું. સહચાર=સાથે ફરવું તે. વિધિનિર્મ્યા=બ્રહ્માએ બનાવેલાં. સાર્થ=સાર્થક. સંચરીએ=ફરીએ. વ્યોમ=આકાશ. વિધિ ...જો=પરમેશ્વરે જોડેલા સંબંધ આખી દુનીઆમાં સાથે ફરીને સાર્થક શા માટે ન કરવાં.

૯૩-સ્વચ્છંદે=મરજી મુજબ. ન્યૂન=અધુરૂં. સમભાગી=સરખી ઇચ્છાવાળું. અભિલખતું=ઇચ્છતું. સહચારી-સોબતી.

૯૪–ઉરસરિતે=હૃદયરૂપી નદીમાં. સંકોચ=શરમ. ઉભય=બન્ને.

૯૫ વિનીત=નમીને. કલાંત=થાકેલી. અંકે=ખોળામાં.

૯૬–સંગીતધરણા=સંગીતવાળા. ગૃહકુંજે=ઘરરૂપી બાગો. રવ ભરીયું=અવાજથી ભરેલું. વિલીન=તલ્લીન થવું. રસલ્લોલ=રસથી ભરેલું. વેણું=વાંસળી પ્રણય=પ્રેમ. આત્મયુગલ=આત્માની જોડ.

૯૮–પરીધાન કરી પહેરી. ઉભય=બને. કુટિ=કોઢવાળો. પતિત=ભ્રષ્ટ થએલો. સુરરાય=ઈંદ્ર.

૧૦૦–સરિતડી=નદી. ભડ=શુરવીર. દેવી=રાણી. અમલાં=નિર્મળ. પ્રભુતા=મોટાઈ. અક્ષર=કાયમ.

૧૦૧–સમભાગિની=સરખો ભાગ લેનારી. સ્વાર્પણ=ભોગ. કર્તવ્યોત્તમ સેવના=સેવારૂપી ઉત્તમધર્મ.

૧૦૨–ગંગાજમની=જુદાજુદા રંગના. રેણું=ધૂળ. ધેનુ=ગાય.

૧૦૩–મંજુલ=મધુર. સુધાસમ=અમૃત જેવી. ધુનિ=ધૂન.

૧૦૬–મહીતળ=પૃથ્વીમા. ખ્યાતિ=કીર્તિ. પુનિત=પવિત્ર. આત્મપોત=પોતાનું તેજ. સ્પર્શમણિ=પારસમણી. ચપળા=વિજળી. ચાલાક. વિસારજે=દૂર કરજે. ભાવિ=ભવિષ્ય.

૧૦૫-પેચા નાડી પના-ફુલની ગજ નગર=હણુગા ઋતિ=વાન નકુમાન=એમગ નમતા=નમ્ણો ભાર નલિકા-નળી કુસુમ=ફૂલ

૧૦૬-નાગવર=નાગરૂપી લાંબી મરવુ=ઓન ની પાસે એક નગ થી=મમાડ઼ર નગી=મોટી ફણી-મોરના ગળીનુ ફૂલ=ગળીનુ પાન ગગરગ=મહાવાગી (ભયંકર) નામાડીઓ મેઘ-અમારના વરસાદના જેના ચુમતો જેગગી વીજળી=વનમા મા જેમ વીજળીના ચમકાર થાય તેમ જેની ધમકીઓ વચ્ચે જેહાગી જગ જગ વેણગાગુ માગતી નનર કરનો ઘોરે=લશ્કરના ઘોડા જેના તોફાની.

૧૦૭-ઉનતિ=ચઢતી ગ્રહના-સેના મૂઢ-મમગ

૧૧૧-આહ્લાદમ=આનદ આપનાર મ=હાથમા બુદ્ધિપ્રદા=બુદ્ધિ આપનારી મયુરવાહને=મોર ઉપર સરિતે=નદીમા

૧૧૩-પદ્માસન=એક પગ ઉપર બીજો પગ ચઢાવીને બેસવુ તે કુમકુમ-ના આક્ષત ચોખા પ્રદાના આપનાર મતર=માગ ચલીને=નદીને

૧૧૫-અર્થી=મમનાળો રવ=અવાજ શુકમારિમ=મેનાપોપટ બકુલ=બોરસળી મલ્લીકા=મોગરો માલતી=મોગરાની એક જાત સુમન=ફુલ સુવાસિત=સુગધીદાર મુદિત=આનંદી જ્ઞાનસુધા-જ્ઞાનરૂપી અમૃત અતરિક્ષ ની=આકાશમાથી સમીર=પવન વિદ્યુત=વીજળી લતા=વેલી

૧૧૬-યાવચ્ચદ્રદિવાકર-સૂર્ય ચદ્ર રહે ત્યા સુધી દિવ્ય=તેજસ્વી નિવાસ ઘેર

૧૧૭-ગીગત-પુછ હાલત મગી-પગે પહેરવાન વરેપું વિછુના-છની ગીઆ અણવટ=પગનુ ઘરેણું સામસામે=ઢોકનીને સામસે વગાવતી વખતે માબાપ તરફથી લુગડા, ઘરેણા વગેરે આપવામા આવે છે તે

૧૧૮-સાદ-ઉઠ દોષ=પાપ પશ્ચિમમાર્ગ=દ્વારકા સુષુમણા મધ્યનાડી જે=ગીને

૧૧૯-કનક=સોનુ કુરગ=હરણુ ત્વચા=ચામડી ઉજાતો=દોડતો કર્ણ-મન અનંત=અતિશય લહુના=લોભ ચાપ-બાણ જુદ્દી=જુદી સામો-

દીસ, વિલંબ લાંછન=કલંક. તનક=થોડુ. હેલા=સ્ત્રીનો અનાદર. પેર=ફીકર. હૈરણ=સંતાપ. શિલિમુખરેખા=બાણુની લીટી. ક્ષુધાર્થી=ભૂખ્યો. અભિલાખા=ઇચ્છા. રૂધીરાળા=લોહીવાળા. વામે=દૂર થાય..

૧૨૦–હરિણાક્ષી=હરણના જેવી આંખવાળી. ભીતિ=બીક. વામશો=દૂર કરશો. ઘટઘટમાં=દરેક હૃદયમાં.

૧૨૧–નિઃસાર=સાર વિનાનું. શુષ્ક=લુખી. પ્રેમલુબ્ધા=પ્રેમથી લોભાએલી. વ્યાખ્યા=રટણ. આદેશ=હુકમ. ભિક્ષુકી=ભિખારી. પ્રણયવારી=પ્રેમરૂપી જળ. વર્ષા=વરસાદ. દીપ્તિ=તેજ.

૧૨૨–હોજ=હોંસ. અબળા-કર્તવ્ય-લક્ષ્ય=સ્ત્રીઓની ફરજનું નિશાન. કિરીટ=મુગટ. અભેદ=પરમેશ્વર. ઘરમોર=ઘરનો પાળેલો મોર. અનેરૂ=અસાધારણ. સ્મિત=હાસ્ય. જ્વલંત=પ્રકાશવાળી.

૧૨૩–કટુ=કડવા. પરહરે=તજે. સંયમ=મનને વશ રાખવું તે. શ્રેય=ભદ્ર.

૧૨૪–રાશી=ઢગલા. તૃણવત્=તણખલા બરોબર. સ્મિત=હાસ્ય.

૧૨૫–સમસ્ત=બધી. ભાવી=નસીબ. સુરસાથ=દેવલોકો. આક્રંદ=વિલાપ. વ્યથિત=દુઃખ પામેલું. કૃતાંત=પાપરૂપ કર્મ. સૌમિત્ર=લક્ષ્મણ. પતન=પડવું તે. અશ્રુપાત=રૂદન. સહગમન=સાથે જવું તે. સુવેણુ=સારી રેતી. અયાચક=નહિ માગનાર. યાચન=ભીખ. ત્વરિત=ઝડપથી. ઉત્સુક=આતુર. પુષ્પવૃષ્ટિ=ફૂલનો વરસાદ.

૧૨૬–અંતરાય=હરકત. તાડન=શિક્ષા. પાતકી=પાપી. ગુહ્ય=છાની. નિષ્કલંકી=ડાઘ ન લાગે એવી. મીલનસારી=મળતાવડાપણું. લાજમ=ઘટારત, વાજબી. ફારક છુટા. આસક્ત=પ્રીતિવાળું.

૧૨૭-દિગ્વિજયી=ઘણા દેશ જીતનાર. સામંતશિરોમણી=સરદારોમાં શ્રેષ્ઠ.

૧૨૮–તરંગ=મોજાં. પરવશી=સેવા ચાકરી. ક્ષણભંગુર=ક્ષણમાં નાશ થાય એવું.

૧૨૯–સર્વ વ્યાપક-સઘળે વ્યાપી રહેલો. સર્વજ્ઞ=સઘું જાણનાર. નિર્માણકર=નક્કીકર.

૧૩૦–પ્રાપ્ત કરવું=મેળવવું. સુદઢ્ઢ=દુરસ્ત. સંપાદન કરવું=મેળવવું. સામ=સમજુતી. દામ=લાલચ. ધોનાળપણું=ઉદારતા.

૧૩૧-રણાનુબંધ લેણાદેણી. મેબ્ય=શેડ. વગળ=ગુંચવણી.

૧૩૨-આતિથેય=પરોણાચાકરી. ઉદ્વેગ=સંતાપ. કથાશેષ=જેની માત્ર વાતજ થાય એવું. સ્મરી=યાદ કરી. બળ ભાગે=મન ભજે. લુલીબાઈ=છબ. મુગ્ધ=રમુજી. દળ=પાંખડી. પરાગ=પુષ્પની રજ. કિન્નરકંઠ=કિન્નરના જેવું ગળુ. કામી=ઇચ્છાવાળો. અસ્ત=નિસ્તેજ.

-૧૩૪-અનિવાર્ય=દૂર ન કરી શકાય એવો. અંતરાય=દરકત. સગીર= નાની ઉમરની. જાદવા સ્થળી-મોટી લડાઈ.

૧૩૫-નૂતન=તાજો. નિર્ક્ષેપ=ચોકિખ. તપરતેજ=તપનું તેજ. જીર્ણ=જુનું. પરકાયપ્રવેશ=પારકાના શરીરમાં પ્રવેશ. પ્રોક્ષણ કરવું=છાંટવું. ગ્રાસ=કોળીઆ. ઉર્મિ=ઉભળકો. ભક્ષ=ખાવાના. પ્રાશન કરવું=ખાવું. પ્રક્ષાલન કરી=ધોઈ. અભોજ્ય=ખવાય નહિ એવો. નિસ્પૃહ=ઇચ્છા રહીત. અંગિકૃત=રોકાએલી. મુખારવિંદ=મુખરૂપી કમળ. ચિત્તવિક્ષેપ=મનની ચિંતા. માયિક=માયાના. આવેશ=ઉભરો. અન્યથા=ખોટી રીતે. ચક્ર=પૈંડા. નિર્માણ=નક્કી. ક્ષુધા=ભૂખ. સેવ્ય=સેવવા યોગ્ય. સ્વતઃ=પોતાની મેળે.

૧૩૬-ગર્ભિત=છુપું. પ્રતિષ્ઠા=દરજ્જો. અદિતિ=દેવોની મા પ્રકૃત= હાલનો. એકત્રિત=એકઠા. સપત્ની=શોક. ઉલ્લેખ=ઇસારો સૂક્ત=સત્ર. संभजन्तु...नौ=સર્વ દેવો અમારા બેઉના હૃદયને દેવ યજ્ઞમાં જોડો. સંયુક્ર્તા વાયુદેવ અમારી બુદ્ધિને એકત્ર કરો. ऋतस्य.. दधामि=પિત્રલોકમાં સારી યોનીમાં તને પતિની સાથે સુખ આપીશ. तं.. दिवः= સ્વર્ગને ત્રીજે પગથીએ સુકૃત કરનારાનાં લોકમાં સ્વર્ગને પ્રાપ્ત કરનારા દેવો પત્ની, પુત્ર, ભાઈને ધન સહિત તેની पत्युः...कम्— પતિવ્રતા થઈને અમૃતને માટે તું ચિત્તને તૈયાર કર. પ્રતિપાદન= સાબીત થયું છે. બ્રહ્મવાદિનિ=વેદપર ભાષણ આપનારી. બ્રહ્મવિદ=વેદ જાણનાર. मातृदेवोभव=માતાને માન આપ. प्रजातंतु माव्छेत्सि=પ્રજારૂપી તંતુનો નાશ ન કર. વિરાગી=સ્નેહરહિત. અમૃતત્વ=અમરપણું. આસક્તિ=પ્રેમ. ઉત્કટ=બળવાન. ક્ષંતવ્ય=ક્ષમા કરવા યોગ્ય. નિર્વચન=વ્યુત્પત્તિ. દાયાધિકારી=

ભાગના હિસ્સેદાર દાયા=ભાગ અનુકંપા=દયા રચ્યા=સૂત્ર નિક્ષેપ=થાપણ નિકૃષ્ટ-હલકું. નિસ્તાર=છૂટકો વિષયપરાગમુખ=વિષય તરફ તિરસ્કારવાળો અર્હત=મોક્ષ પામેલો આત્મા સ્વયવ્યાખ્યાની=પોતે વ્યાખ્યાન કરનારી પરાગતિ=મોક્ષ **आमि....सस्तुता**=આ (કળાઓ)થી શોભેલી અને શીલ, રૂપ અને ગુણવાળી વૈશ્યા ગણિકા શબ્દથી ઓળખાય છે તેને જનદરબારમા સ્થાન મળે છે અને રાજા અને ગુણવાન પુરુષોથી તેન વખાણ અને પૂજા થાય છે નિષ્પન્ન=નીકળતુ They . expeditions તેઓ સ્ત્રીઓને હરવા ફરવામા મેળાવડામા અને યુદ્ધના સમયમા સાથે રાખવાનુ પ્રતિષ્ઠા નિગુણાત્મિકા-ત્રણ ગુણવાળી ઉદ્ભવી આવે=પેદા થાય મહામાત્ય=મોટા પ્રધાન **तथा जीवति**=તેવીજ રીતે પતિના વિયોગમા મહુજ ખનણ દુખમા આવી પડતા અથવા સ્થિતિનો ફેરફાર થતા તે વિદ્યા વડે સુખથી જીવે છે આકસ્મિક=અરણધાર્યુ કુટિલ=લુચ્ચાઈવાળા ૨૧-૭૬= પોતાની મરજી **बहुधनत्वात् . भाव्यम्**=ઘણો પૈસો હોવાને લીધે ઘણી સ્ત્રીઓ હોવી જોઈએ **गृहिणी ऋतम्**=સ્ત્રી, પ્રધાન, ખાનગી સલાહકાર, મારી કળામા શિષ્યા એવી જે તુ તેને કરુણા વિનાના મૃત્યુએ હરતા મા શુ હરી લીધુ નથી ? (સર્વસ્વ હરી લીધુ છે) સહિષ્ણુતા=સહનશીલતા પ્રગલ્ભતા=ઉદ્ધત ઉપાલંભ=ઠપકો ઉદ્ગાર=વચન પરિવર્તન=ફેરફાર પરાસ્ત= હારેલા **भवादशो.. दुराग्रय** =આપણા તરફ સ્ત્રીઓએ કહેલુ શીખામણનુ વચન તિરસ્કારરૂપ થઈ પડશે પણ નારીની મર્યાદાને પણ છોડાવે એવા દુખો મને બોલવાની ફરજ પાડે છે **अद्वैत...रस**=સ્ત્રી પુરુષનુ જોડુ સુખદુખમા અને સર્વ અવસ્થામા એકત્ર હોય છે અને જે જોડામા હૃદયની વિશ્રાતી છે અને આ એકત્ર જોગમા વૃદ્ધાવસ્થાથી પણ નહિ છૂટે એવો રસ છે પ્રતીત ખુલ્લી દાપત્યસુખ=પતિપત્નીનુ સુખ ઉપસ્થિત=રજુ નવશિક્ષિત=નવી કેળવણી પામેલી બૅડમીન્ટન=એક જાતની દડાની રમત છે નતનતા=નવીનતા તજ્જન્ય-તેમાથી પેદા થએલો ઉપસહાર=સમાપ્તિ

૧૩૭-અતપુર-જનાનખાનુ સપાદન કરવુ=મેળવવુ રાનીનિકાસી=

રાતે ઉગનાર. નિશ્ચલ=સ્થિર. મકરંદ=ફુલનું કેશર. કથાનકો=વાર્તા. રૂપક=નાટક. નિરૂપણ=અવલોકન. રંજન=ખુશી. અલ્પમતિ=થોડી બુદ્ધિ.

૧૩૮–અનાયાસે=વગર મહેનતે. અવલંબીને=તે પ્રમાણે ચાલીને. ધર્મપરાયણ=ધર્મમાં તત્પર. તાત્પર્ય=સાર. આવેશ=ઉભરો. વસ્તુતઃ=ખરેખર. સ્પષ્ટિકરણ=ખુલાસો. અવલોકન=બારીક તપાસ. મશગુલ=લીન.

૧૩૯–બીરૂત્વ=બીકણપણું. ઉદ્દીપન=પ્રકાશીત. તદ્દવત્=તે પ્રમાણે. ચંદ્રવત્=ચંદ્રની માફક. વિકસવું=ખીલવું. સમીચીન=સારૂં. પીંડ=શરીર. ફીરસ્તો=દેવદુત. સ્થાયી=કાયમનું. સહૃદયતા=દયાળુપણું. સ્વાશ્રયી=પોતાનાપર આધાર રાખનાર. આત્મસંયમ-પોતાનાપર કાબુ. અનુકંપા=દયા. મનસ્વી=સ્વચ્છંદી. તસ્માત્=તેટલા માટે. પરમાણું=રજકણ.

૧૪૦–કૌમાર=કુમારી અવસ્થા. તારિકા=નાનો તારો. નિયમન=બંધન. ઉષ્મા=ગરમી. શુશ્રૂષા=સેવા. યથાશક્તિમતિઅવકાશ=શક્તિ મતિ અવકાશ પ્રમાણે. દૂરઅંદેશી=દીર્ઘદૃષ્ટિ. ભાવી=ભવિષ્યનું. તત્વચિંતક=સારનો વિચાર કરનાર. રાજનીતિજ્ઞ=રાજનીતિ જાણનાર. મહાભાગ=ભાગ્યવાન. જનની -માતા.

૧૪૨–અભેદનું આકર્ષણ=ભિન્નભાવ તજાવનાર શક્તિ. મનવાર=મોટું લડાયક વહાણ. ડાઈનેમાઈટ=એક જાતનો ઘણા જોરથી ફાટતો દારૂ. બૅટરી=વીજળી ઉત્પન્ન કરનાર યંત્ર. થરમોમીટર=ઉષ્ણતા માપક યંત્ર. વિકાર=ખરાબ વિચાર. ફાયરપ્રુફ=આગમાં ન બળે તેવું મીટર=માપવાનું યંત્ર. રેડીયમ=એક ધાતુ.

૧૪૪–ભાવના=ઈચ્છા. નાતાલ=અંગ્રેજ લોકોનો તહેવાર. સંસ્કાર=મનપરની છાપ. વાત્સલ્યભાવ=બાળકો તરફ પ્રેમની લાગણી.

૧૪૫–ઉક્તિ=વચન. સમ્રાટ્=ચક્રવર્તી રાજા. સર્વવ્યાપી=સઘળે ફેલાએલું. અયથાર્થ=ગેરવાજબી.

૧૪૬–ચંદ્રિકા=ચંદ્રનું તેજ. ઐશ્વર્ય=વૈભવ. પંલાશ=ખાખરાનું ઝાડ. અનુરૂપ=યોગ્ય. નિસ્પૃહ=ઈચ્છારહિત. રત્નગર્ભા=રત્ન જેનો ગર્ભમાં છે એવી. સંપાદન કર્યું=મેળવ્યું. નવવિવાહિત=તરત પરણેલી. શોચનીય=શોક કરવા જેવી. વિટંબણા=દુઃખ. અવધિ=હદ. પૂર્ણગર્ભા=પુરે માસે આવેલી. મહત્વ=મોટાઈ. વંદ્ય=નમવા યોગ્ય. પુનરજીવન=ફરી જન્મ.

૧૪૭=પરિણીત=પરણેલી. અન્યોન્યના=એક બીજાના. શ્વશુર=સસરો. અતીત=ગએલું. વ્યાવહારિક=દુનીઆદારીનું. વિરમવું=અટકવું. યત્કિંચિત=થોડું. અગ્નિ=રૂપ. પુરક=પૂર્ણ કરનાર. પ્રસ્તુત=ચાલુ. મનઃપૂર્વક=અંતઃકરણથી. બાધક=હરકત કરનાર. સાધક=મદદગાર. ભગ્ન થવા=નષ્ટ થવા. તદપિ=તોપણ. ઉદાત્ત=સમર્થ. વલ્કલ=ઝાડની છાલના વસ્ત્ર. આધુનિક=હાલની. ઇચ્છાનુવર્તન=મરજી પ્રમાણે ચાલવું. પૂજ્યબુદ્ધિ=માનની લાગણી. ઋણમોચન=દેવાથી મુક્ત થવું. ઉપાસના=સેવા. અનુચિત=અયોગ્ય.

૧૪૮–આર્થિક=નાણા સંબંધી. આકર્ષણ=ખેંચાણ. માનસિક=મનના. નૈતિક=નીતિ સંબંધી. રાજકીય=રાજ્ય સંબંધી. રૂપાંતર=ફેરફાર. પરિસ્થિતિ=હાલત. અસ્તિત્વ=હોવાપણું. આકર્ષક=ખેંચનાર. અનુકરણ=નકલ. નેતા=દોરનાર. પ્રતિકૂળ=વિરુદ્ધ. વિનીતતા=વિનય. લાવણ્ય=સૌંદર્ય. પ્રેરક=પ્રેરનાર. પતન=નાશ. અધોગતિ=અધમ સ્થિતિ. અનિષ્ટ=ખરાબી.

૧૪૯–કરકમળે=કમળરૂપી હાથમાં. ઉષા=સવાર. મર્મભાગ=જીવનસ્થાન.

૧૫૩-મહાલય=મહેલ. સંસ્કારગ્રાહી=લક્ષણ પ્રમાણે વર્તનાર. મત્વર=જલદીથી. પ્રસક્ષ=ખુલ્લી રીતે. સંસ્કારજન્ય=સંસ્કારથી ઉત્પન્ન થયેલી. **नास्ति...गुरु**=વેદના કરતાં પર બીજું કંઈ શાસ્ત્ર નથી, માતાના જેવો બીજો કોઈ ગુરૂ નથી. **गुरूणां...गुरु**=સઘળા ગુરૂઓમાં માતા એ મોટા ગુરૂ છે. દૈહિક=શરીરની. અનુકરણ નકલ.

૧૫૬-અક્ષય=નાશ ન પામે એવું. ગૃહમચિવ=ઘરની પ્રધાન. કાળક્ષેપ=વખત ગાળવો, સિલ્ક=રેશમ.

૧૫૭-વિદુષી=પંડિતા. પ્રાતઃસ્મરણીય=સવારમાં નામ લેવા યોગ્ય. અનંત=હંમેશ. તિલાંજલી આપી=હંમેશને માટે દૂર કરી. પ્રશંસા=વખાણ. શ્રમિત=થાકેલી. મૃદુ=કોમળ. અનુકરણીય=નકલ કરવા જેવું.

૧૫૮-વિદુષી=ભણેલી. અર્વાચીન હાલના. સંમીલન=મેળવવું. પ્રતિધ્વનિ=પડઘો. શુષ્ક=પ્રેમ વિનાની. મનોવ્યથા=મનનું દુઃખ. મૌન=મુંગું. ક્ષીણ થવું=ઘસાવું. હૃદયભેદક=કૈયું કાટે એવી. અનુતપ્ત=સંતાપવાળું. કર્ણપ્રિય=કાનને વહાલા.

૧૫૯-જંગાલ=તાંબાનો કાટ ઓળપાઇ જવું=ગળા સુધી ભરાઈ જાય.

૧૬૧-વિદ્યાવિનોદી=વિદ્યામાં આનંદ માનનાર. આકાશ કુસુમવત્=આકાશના ફુલની માફક (મીથ્યા). વ્યવસ્થિત=નિયમસર. અપથ્ય=નુકસાન કરે એવો. ખનીજ=ખાણમાંથી નીકળેલું. અનિવાર્ય=દૂર ન કરી શકાય એવું. **लालने...लालयेत्त**=લાડ લડાવવામાં બહુ દોષ છે અને મારમાં બહુ ગુણ છે માટે પુત્ર અને શિષ્ય બન્નેને મારવા, લાડ લડાવવા નહિ. ઉચ્છેદ=નાશ. સ્વતઃ=પોતાની મેળે. **लोके गरीयसी माता**=આ લોકમાં મોટી છે ઋણ=દેવું. વ્યતિત=પસાર કરવો. ધુરા=ધુંસરી.

૧૬૩-કુલપતિ = વસિષ્ઠ. અલંકૃત = શણગારેલી. આયુ = આવરદા. રાજકદૈવક = નવું જુનું.

૧૬૫-સોહેછે=શોભેછે. અમરાઈ આંબાવાડી. કમળનેન=કમળના જેવી આંખવાળો. સિંહસ્કંધ=સિંહના જેવા ખભાવાળો. સંકોચ=શરમ. ચર્યા=રીતભાત.

૧૬૬-ઉપામન=દુઃખ. સુખદ=સુખ આપનારી. ભીરૂ=બીકણ (સ્ત્રી).

૧૬૯–જલદીર્ધિકા=વાવ. આમ્રશ્રેણી=આંબાની હાર. મંજરી=મોર(આંબાના). પદ્મિણી પદ્મિણી=કમળના ફૂલવાળું તળાવ. ભૃંગ=ભમરા. કુરંગ=હરણ. ખંજન=એક જાતનું પક્ષિ. યથા...વારૂણી=જાણે ઘણો દારૂ પીધો હોય તેમ. વનસ્પતીનાયક=વનસ્પતીનો પતિ, ચંદ્ર. સુધાકર=ચંદ્ર. અંભોજનાયક=કમળનો પતિ. દિવાકર=સૂર્ય. ક્ષયશાલી=નાશકરનાર. રત્નાકર=સમુદ્ર. અલકનંદા=ગંગા. ગતમુખ=મો મોં. પુનિત=પવિત્ર. આગાર=સ્થાન. સદન=ઘર. હતાશ=આશા વગરનું. નરી=સ્ત્રી. વિકલ=ભ્રષ્ટ થએલો. વિંટાણું=લપેટું. રાધું=પૂજા કરૂં. ક્ષુદ્ર=હલકું. અનાર્યતા=જંગલીપણું. રમણ=પતિ. રતિ=પ્રેમ. જાયા=સ્ત્રી. વામા=સ્ત્રી. વંધ્ય=નકામું. સ્નેહાર્ણવ=સ્નેહરૂપી સમુદ્ર. દુષ્કૃતિ=પાપ. આયના=મર્યાદા. પરિચિત=જાણીતો. ભ્રમણા=ભ્રાંતિ. રન્નાદે=સૂર્યની સ્ત્રી. મારિચ=સૂર્ય. અસુપતિ=સૂર્ય. અસુ=પ્રાણ ધર્મ=ધર્મપાળ. વિજનતા=એકાંતપણું. દશમુખ=રાવણ. તૃણમાને=તણખલા જેવું. હૃદ્‌ગ્રંથી=હૃદયની ગાંઠ. પરિપંથી=રોકનાર.. કંજ=કમળ. મયંક=ચંદ્ર. મકરધ્વજ=કામદેવ. મૃણાલ=કમળનો દાંડો. ઉત્કંઠિત=આતુર. રથવાટ=કેતાવળ. વર્ણપ=વર્ણન. વજ્રકપાટ=મજબુત દરવાજા. શૃંખલા=સાંકળ. પ્રચ્છન્ન=છાના. સહચારી=મિત્ર. દાંપત્ય=પતિ પત્નીનો પરસ્પર સ્નેહ. અવલંબન=ટેકો. આહ્લાદ=આનંદ. રૈમણરતા=પતિરતેહિ ભદ્ર કર્યોથી. ત્રસ્તા=બીધેલી.

૧૭૦–કથાનક=જોડી કાઢેલી વાર્તા. ચમ્પૂ=ગદ્ય પદ્ય મિશ્રિત કાવ્ય. અસાર=સાર વિનાનો. દેશાટન=મુસાફરી. શૂન્યચિત્ત=ગભરાયલું ચિત્ત. પદભ્રષ્ટતા=રાજગાદીથી દૂર હોવાપણું. મનોવ્યથા=મનની પીડા. ઉચિત=યોગ્ય. **બહુ...વસુંધરા**=પૃથ્વીમાં ઘણાં રત્ન છે. નેપથ્ય=પડદો. અંતરિક્ષ=ન દેખાય એવી રીતે

૧૭૧–દૃષ્ટિગોચર થવું=નજરે પડવું. પર્ણકુટી=ઝુંપડી. કિંકરી=દાસી. સરિતા=નદી. અવિવાહિત=કુમારી, વગર પરણેલી. ભવાબ્ધિ=ભવસાગર. કામના=ઇચ્છા. અંતરિક્ષથી=આકાશમાંથી.

